# સ્વદેશ.



ભાષાન્તરકર્ત્તાઃ

ત્રિપાઠી અને રાવળ.

# સ્વદેશ.

મૂળ લેખક:
ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોર.

ભાષાન્તરકર્ત્તા અને પ્રકટકર્ત્તા:
ધનશંકર હીરાશંકર ત્રિપાઠી,
આકાશેઠ કુવાની પોળ,–રાયપુર,
અમદાવાદ.
અને
દલપતરામ ભાઈશંકર રાવળ,
૬૫૫, ભોઇવાડા પોળ, કાળુપુર,- અમદાવાદ.

મુખ્ય એજંટ:
જીવનલાલ અમરશી મહેતા,
પીરમશા રોડ,–અમદાવાદ.

કિં. ૦–૧૨–૦.

# અર્પણ પત્રિકા.



શ્રીયુત્ શેઠ જમનાદાસ દ્વારકાંદાસ (બી. એ.)

નિઃ મુંબઈ.

આપની સાહિત્યપ્રિયતા, નિઃસ્વાર્થ દેશસેવા,
અને નિર્ગર્વિત ઉદારતાથી આકર્ષાઈને અત્યંત
માન અને પૂજ્ય બુદ્ધિથી આ પુસ્તક
આપને સપ્રેમ અર્પણ કરવાની
રજા લઈએ છીએ.

સેવકો,

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

અને

દલપતરામ ભાઈશંકર ગવરી.

# વિષયાનુક્રમણિકા.


| વિષય. | મૂળ લિખિતસંવત્. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧. નવું અને જૂનું ... | ૧૯૪૮ (વિ. સં.) | ...૧ |
| ૨. નવ વર્ષે ... ... | ૧૮૬૦ | ... ૪૩ |
| ૩. ભારતવર્ષનો ઇતિહાસ. | ૧૯૫૯ | ... ૭૧ |
| ૪. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓ. | ૧૯૫૮ | ... ૯૨ |
| ૫. દેશી રાજ્યો. ... | ૧૯૬૨ | ... ૧૧૧ |
| ૬. બ્રાહ્મણ. ... ... | ૧૯૫૮ | ... ૧૨૯ |
| ૭. ધર્મબોધનાં દૃષ્ટાંત. ... | ૧૯૬૦ | ... ૧૬૧ |

# આદિવચન.

સર રવીન્દ્રનાથ ટાગોરના આલમમશહૂર નામથી વાકેફ ન હોય એવો કમનસિબ હિન્દી કેળવાયલા વર્ગમાં તો ભાગ્યે જ હશે. ફક્ત પોતાના ઇલાકામાં જ નહિ, કેવલ નિખિલ ભારતવર્ષમાં જ નહિ, પરન્તુ સમસ્ત સુધરેલી દુનિયામાં પોતાની ઉજ્જવલ કીર્તિ પ્રસારી જેઓએ હિન્દ મૈયાનું ગૌરવ વધાર્યું છે, એવાં જે વિરલ મુબારક નામો છે ત્હેમાંનું સર રવીન્દ્રનાથ ટાગોરનું એક છે. એ મુબારક નામો જગતને અચૂક સાબિતી આપે છે કે રાજકીય પરાધીનતાથી નિઃસત્વ બની ગયા છતાં, સામાજિક અને ધાર્મિક રૂઢિઓના પાશમાં ગ્રસ્ત થયા છતાં, અને આર્થિક યુદ્ધોમાં કૃત્રિમ બન્ધનોથી બદ્ધ થયા છતાં, જીવનના ઉન્નત પ્રદેશોમાં વિજય મેળવવાની શકિતની બાબતમાં ભારતવર્ષ હજી નાદાર બન્યો નથી. પ્રત્યેક પ્રકારની પ્રતિકૂલતાઓ છતાં, ધગધગતા રણમાં લીલાછમ ક્યારા જેવાં સન્તાનો જ્યારે જગતને, ચરણે ભારત સમર્પી શકે છે, તો પછી જ્યારે એ રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક મુક્તિ મેળવશે ત્યારે તે જગતની શી શી સેવા નહિ કરે ?

અર્વાચીન હિન્દમાં બંગાળા સિદ્ધિઓમાં અગ્રેસર પદ ભોગવે છે રાજા રામમોહન રાય, કેશવચન્દ્ર સેન, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનન્દ જેવી ધાર્મિક વ્યક્તિઓ, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી સમાન અદ્ભુત વક્તા, સર જગદીશચન્દ્ર બોઝ અને પૃથ્વીશ્ચન્દ્ર રાય સમાન વૈજ્ઞાનિકો અને સર રવીન્દ્રનાથની કોટિના કવિવર હજી અન્ય પ્રાન્તોએ ઉત્પન્ન કરવાના બાકી છે. બંગાળામાં પણ સંસ્કારિતામાં શ્રેષ્ઠ ગણાતા ટાગોર કુટુમ્બના સર રવીન્દ્રનાથ ફરજંદ છે. એક જ કુટુમ્બમાં એવી અનેક વ્યક્તિઓ જન્મ પામે કે જેઓ પોતપોતાના કાર્યપ્રદેશમાં અસામાન્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે એવું તો પ્રભુની પરમ કૃપા હોય તો જ બની શકે. ટાગોર કુટુમ્બ પ્રભુના એવા પ્રસાદનું વિરલ પાત્ર છે.

અલૌકિક મીઠાશ અને મનોહરતાથી અલંકૃત આકૃતિ, વક્તૃત્વકલા અને લેખનછટા માટે "રવિ બાબુ"નું નામ બંગાળામાં તો કેટલા યે કાલથી પરિચિત હતું. તેઓ યુવાવસ્થામાં હતા ત્યારથી જ બંગાળીઓમાં પ્રિય થઇ પડ્યા હતા. થોડાં વર્ષ ઉપર ઇંગ્લંડ જઇ તેઓએ પોતાની અદ્ભૂત કૃતિઓના અંગ્રેજી અનુવાદો ત્યાંના અગ્રેસર કવિઓને બતાવ્યા. એ અનુવાદોની અપૂર્વતાએ યુરોપ અમે-

રિકાના લોકોને મોહિત કરી નાંખ્યા, અને પરિણામે સર રવીન્દ્રનાથને "ગીતાંજલિ" માટે "નોબલ પ્રાઇઝ" આપવામાં આવ્યું. ત્યારથી તેઓનું મુબારક નામ સારી સુધરેલી આલમમાં મશહૂર થયું. તેઓના સંબન્ધમાં અનેક વર્તમાનપત્રોમાં અને માસિકોમાં લેખો આવવા માંડયા અને તેઓની મોહક કૃતિઓ માટે માગણીઓ થવાની શરૂઆત થઇ. સર રવીન્દ્રનાથે આ પ્રસંગનો પૂરેપૂરો લાભ લઇ મૅકમિલનની પ્રસિદ્ધ કમ્પની દ્વારા પોતાની કૃતિઓના અનુવાદો અંગ્રેજીમાં પ્રકટ કર્યા. હિન્દની દેશી ભાષાઓમાં પણ ત્હેમની ન્હાની મ્હોટી કૃતિઓના અનુવાદો બંગાળીમાંથી કે અંગ્રેજીમાંથી થવા માંડયા. ત્હેમની સંક્ષિપ્ત કૃતિઓના અંગ્રેજી અનુવાદો "મૉડર્ન રીવ્યુ"માં કેટલા યે સમયથી પ્રકટ થયે જાય છે. અત્યારે અખિલ ભારતવર્ષમાં તેમ જ અન્યત્ર ત્હેમને માટે એ માન અને ભકિત ઉત્પન્ન થયાં છે કે તેઓ જે કાંઇ બોલે તે સાંભળવાને અને જે કાંઇ લખે તે વાંચવાને અનેક સુશિક્ષિત રસિકો સર્વદા આતુર રહે છે. પોતાના જીવન દરમ્યાન આવી સાર્વત્રિક કદર વિરલ ભાગ્યશાલીઓની જ થાય છે.

સર રવીન્દ્રનાથે માત્ર કાવ્યો જ લખ્યાં છે એમ નથી; તેઓએ અનેક ગદ્યલેખો પણ લખ્યા છે. ભારત-

વર્ષના વર્તમાન પ્રશ્નો ઉપર ત્હેમણે મનનીય લેખો લખ્યા છે અને કાંઇ અપૂર્વ પ્રકાશ પાડનાર વ્યાખ્યાનો આપ્યાં છે. તેઓના કેટલાક લેખો અને કેટલાંક વ્યાખ્યાનોને એકત્ર કરી તે સંગ્રહને તેઓએ "સ્વદેશ" સંજ્ઞા આપી છે. સર રવીન્દ્રનાથની પદ્ધતિ શાસ્ત્રીય વિવેચક કે વિચારકની નથી, પરન્તુ દ્દષ્ટાની છે. તર્કપરમ્પરાથી તેઓ નિર્ણયો જુએ છે અને જાહેર કરે છે. જેવી ત્હેમની દર્શનશક્તિ અદ્દભુત છે તેવી ત્હેમની લેખનશૈલિ અપૂર્વ છે. ત્હેમના લેખોમાં એવી તો અજબ મોહિની છે કે વાંચનારની વિચારશક્તિ ક્ષણભર સ્તબ્ધ થઇ જાય છે. ત્હેમની કૃતિઓમાં વિચારોની તેમ જ શૈલિની એવી તો અપૂર્વતા હોય છે કે ઉગ્ર વિવેચકને પણ પોતાની વિવેચક શકિતનો પ્રયોગ કરતાં ઘડીભર સંકોચ થાય છે. "સ્વદેશ" સંજ્ઞાથી સંકીર્ણ નિબન્ધો અને વ્યાખ્યાનો વાંચનારને પ્રતીતિ થશે કે સર રવીન્દ્રનાથને ભારતીય સંસ્કૃતિ માટે અનહદ માન અને મમતા છે અને છતાં તેઓ અવિવેકી રૂઢિરક્ષક નથી; પાશ્ચાત્ય સંસ્કૃતિના સદંશોની તેઓ સંપૂર્ણ કદર કરે છે, છતાં તેઓ અવિચારી અનુકરણના અપરાધી નથી. ઉભય સંસ્કૃતિઓમાંથી સાર ગ્રહણ કરી ઉભયના સંદેશોનો સમન્વય કરવો એ ત્હેમનો સિદ્ધાન્ત છે,—સન્દેશ છે.

"**સ્વદેશ**" એ સંગ્રહના મૂલ લેખક **સર** રવીન્દ્રનાથના સંબન્ધી કેટલીક અગત્યની હકિકત તરફ નજર નાંખ્યા પછી એ લેખ સંગ્રહનો ગુજરાતીમાં અનુવાદ કરનાર **રા. ધનશંકર હીરાશંકર** ત્રિપાઠી અને રા. દલપતરામ ભાઈશંકર રાવળ સંબંધમાં બે બોલ લખવાનું પ્રાપ્ત થાય છે. રા. ધનશંકર નડિઆદના નાગર બ્રાહ્મણ છે. નડિઆદ ગુજરાતમાં "સાક્ષરભૂમિ", "રત્નભૂમિ" આદિ સંજ્ઞાઓથી ઓળખાય છે. સાધુ સન્તરામજી, મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, ઝવેરલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, હરિદાસ વિહારીદાસ દેસાઈ, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, દોલતરામ કૃપારામ પંડયા, બાળાશંકર ઉલ્લાસરામ કંથારીયા, મણિલાલ નભુભાઇ દ્વિવેદી અને છગનલાલ હરિલાલ પંડયા, એ નડિઆદનાં નવ રત્ન પ્રખ્યાત છે. એ નવ રત્નોમાંથી માત્ર છગનલાલ હરિલાલ પંડયા જ વિદ્યમાન છે. એ નવ રત્નોની સમાન ભૂમિકાના તો નહિ, પરન્તુ પૂર્વજોની પ્રતિષ્ઠા કાંઇક સાચવી રાખે એવા કેટલાક આશાસ્પદ યુવાનો આધુનિક સમયમાં જુદા જુદા કાર્યપ્રદેશોમાં કામ કરતા ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થાય છે. એ સર્વ પોતપોતાની શક્તિ પ્રમાણે કાર્ય કર્યે જાય છે.

આમાંના એક રા. ધનશંકરે વર્તમાનપત્રીનો ધંધો

સ્વીકાર્યો છે. કેટલોક સમય તેઓને "ગુજરાતી" સાથે સંબન્ધ હતો અને હાલમાં અમદાવાદના સાપ્તાહિક "ગુજરાતી પંચ"માં તેઓ લખે છે. તે ઉપરાંત તેઓ "સહ્રદિલાસી"ના તખલ્લુસથી કાવ્યો તેમ જ લેખો જુદાં જુદાં માસિકોમાં લખ્યે જાય છે. "વિવેચક" માસિકના તેઓ સહતંત્રી છે. સંક્ષેપમાં, લેખન એ ત્હેમની મુખ્ય પ્રવૃત્તિ અને મજા છે. સર રવીન્દ્રનાથનું "ચોખેરવાલી" એટલે "આંખની કણી" એ નામનું પુસ્તક તેઓએ હિન્દી ભાષાન્તર ઉપરથી અનુવાદિત કર્યું છે, અને એકંદરે ત્હેને ઠીક સત્કાર મળ્યો છે. "સ્વદેશ"નો અનુવાદ પણ તેઓએ હિન્દી ભાષાન્તર ઉપરથી કર્યો છે. પરિણામે જોકે સર રવીન્દ્રનાથની એકસરખી મીઠાશવાળી કૂંળી શબ્દાવલિ પૂરેપૂરી નથી આવી, છતાં અનુવાદ રસથી વાંચી શકાય તેવો છે. સર રવીન્દ્રનાથની કૃતિઓના અનુવાદ મૂળ બંગાલી ઉપરથીજ કરવા. એ વધારે સારૂં છે તેમ થતાં મૂળ લેખકની શબ્દ રચના વિશેષ સચવાઇ રહે એ દેખીતું છે. બીજા અનુવાદક રા. દલપતરામે 'ચક્રવર્ત્તી અશોક' નામે એક મરાઠી પુસ્તક નો ગુજરાતી અનુવાદ કરેલો છે અને કેટલાંક માસિકોમાં તેઓ વારંવાર લખતા રહે છે. "સ્વદેશ"ના નિબંધો તપાસતાં રા. ધનશંકરે તથા તેમણે હિંદી ભાષાનું ગુજરાતી કરવામાં

કાળજી રાખી હોય એમ જણાય છે. ભવિષ્યમાં જેમ જેમ બંગાળીનો અભ્યાસ કરી પોતાનો વાંચવા લખવાનો અભ્યાસ તેઓ વધારતા જશે તેમ તેમ હેમની સ્વતંત્ર કૃતિઓ તથા હેમના અનુવાદો ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરશે, એ નિઃસંદેહ છે.

આદિવચનનો અંત આણતાં પૂર્વે એક અન્ય ગૃહસ્થના સંબંધમાં બે શબ્દ લખવાનું પ્રાપ્ત થાય છે. તે ગૃહસ્થ તે બીજા કોઇ કોઇ નહિ, પરન્તુ ભાગ્યદેવીના પ્રસાદનો દેશસેવામાં સદુપયોગ કરનાર સાહસિક દેશસેવક રા. જમનાદાસ દ્વારકાદાસ છે. રા. જમનાદાસ એ ભાગ્યદેવીના સવિશેષ પ્રસાદનું પાત્ર હોય એમ લાગી જાય છે, નહિ તો જોતજોતામાં તેઓ જેટલા અંશમાં ધન અને કીર્તિ સંપાદન કરી શકયા છે તેટલા અંશમાં અન્યથા ન કરી શકત. હેમના પિતાશ્રીના બે સદ્ગુણો હેમનામાં ઉતર્યા લાગે છેઃ એક તો સાહસ અને બીજો ઉદારતા. રા. જમનાદાસ અત્યારે સર્વનું જે લક્ષ ખેંચી રહ્યા છે તે પ્રધાન પણે હેમના એ બે ગુણો—સાહસ અને ઉદારતા—દેશસેવાના કાર્યમાં યોજવાથી જ. એક પ્રસંગે એક સ્નેહીએ હેમને પૂછ્યુંઃ "જમનાદાસ, તમ્હારી પાસે માગવા આવનારને મદદ આપતાં તમને કોઇ દિવસ કંટાળો આવે છે ખરો?"

રા. જમનાદાસે તરત જ ઉત્તર વાળ્યો: "કમાતાં કંટાળો નથી આવતો તો આપતાં શા માટે આવવો જોઇએ?" રા. જમનાદાસની ઉદારતાનું આ એક સૂચક દૃષ્ટાન્ત છે. જો અન્ય ધનિકો, રા. જમનાદાસના આ સ્વભાવ ઉપરથી દૃષ્ટાન્ત લઇ, સાહિત્યના અને સાર્વજનિક જીવનના ઉપાસકોને વિનાસંકોચે ઉત્તેજન અને આશ્રય આપે તો ગુજરાતનું સાહિત્ય અને ગુજરાતનું સાર્વજનિક જીવન કાંઇ ઓર જ સ્વરૂપે શોભે એમાં શંકા નથી.

રાજકોટ,<br>
તા. ૧૫:૩:૧૯૧૮.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.



# અમારા બે બોલ.

આ "સ્વદેશ" પુસ્તકમાં સર ટાગોરે સ્વદેશ વિષયક સુંદર નિબંધો લખેલા છે. એ પુસ્તકમાં એક કવિ તરીકે એક તત્વજ્ઞ તરીકે, એક દેશચિંતક તરીકે અને એક સમર્થ લેખક તરીકેની છાપ તેઓએ સારી રીતે પાડી છે. પ્રત્યેક લેખ વાંચતાં સારી રીતે પ્રતીત થાય છે કે—આપણા દેશનું પૂર્વકાલનું ગૌરવ અને આપણા વર્તમાન જનસમાજની આધુનિક પરિસ્થિતિ સંબંધી બહુ બહુ વિચારો કર્યાં પછી પાશ્ચાત્ય પ્રજાની સંસ્કૃતિનું ખોટું અનુકરણ તેઓ આપણા માટે હાનિકારક લેખે છે. "East is East and West is West" એ રુડિયાર્ડ કિપ્લીંગનું વચન સર ટાગોરે 'સ્વદેશ' પુસ્તકમાં સાબિત કર્યું છે એમ કહીએ તો પણ ખોટું ગણાશે નહિ. પૂર્વ અને પશ્ચિમની વચ્ચે કેવા પ્રકારનો ભેદ છે તે તેમણે પ્રસ્તુત પુસ્તકમાં બતાવી આપ્યું છે. પાશ્ચાત્ય મરીચિકાઓથી આપણે કેવા વંચિત થઈએ છીએ અને પરિણામે કેવા અર્ધદગ્ધ થઇએ છીએ, તેમજ ભારતની પ્રાચીન પ્રણાલિઓપર આપણને કેવો વિશ્વાસ હોવો જોઈએ તેમજ તેમ હોવાનાં શાં શાં કારણો છે તે પણ

સર ટાગોરે સપ્રમાણ પૂરવાર કરી આપ્યાં છે. ખરેખર, સર ટાગોરની આકૃતિમાં વાક્યે વાક્યે સ્વદેશમમતા શુદ્ધ પણે તરી આવે છે. આ પુસ્તકનો અભ્યાસ પ્રત્યેક મનુષ્યને સન્માર્ગે ઘેરે છે અને ખોટી ભ્રમણામાં ભમીને વ્યર્થ વિતંડાવાદ કરનારા અર્ધદગ્ધ મનુષ્યોની અનેક શંકાનું સમાધાન કરે છે. સર ટાગોર આપણને આપણું પોતાનું સંભાળવાની અને આપણાજ માર્ગમાં પ્રવૃત્ત રહી, પરને નુકશાનકર્ત્તા નહિ થઇ પડવાના આપણા એકાકી સ્વભાવનેજ અનુલક્ષવાનીજ સલાહ આપે છે.

સર ટાગોરની આ કૃતિ ગુજરાતી ભાષામાં ઉતારવા માટેનો અમારો શ્રમ કેટલે અંશે સફળ થયો છે તે વિચારવાનું કાર્ય અમારૂં નથી. સુજ્ઞ વાચકવર્ગનુંજ છે. હિન્દી ભાષાન્તર એક સફળ ભાષાન્તર થયું છે, એમ કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે અને તેમાંથી અમે અર્થનો અનર્થ નહીં કરવા તેમજ રસત્રૂટિ ન થાય તેની સંભાળ રાખવા અમારાથી બનતું કર્યું છે. અમે રાખેલી કાળજીથી અમને એટલી શ્રદ્ધા છે કે ડા. સર રવીન્દ્રનાથ ટાગોરની મીઠાશને અમે કટૂતામાં તો ફેરવી નહીંજ હોય. સાહિત્ય દૃષ્ટિથી પુસ્તકને દોષ વિનાનું કરવા અમે બનતા યત્ન કર્યા છે. "સમાજ–ભેદ" નામે એક નિબંધ આ ભાષાન્તરમાં અમે

દાખલ કર્યો નથી; કારણ આજ દશ વર્ષ ઉપર ચીનમાં રાજાનું રાજ્ય હતું તે સંબંધમાં તથા બોયર લડાઇ સંબંધી તેમાં દલિલો છે. ચીન દેશમાં પ્રજાતંત્ર થયું હોવાથી પલટાયલી સ્થિતિને લીધે એ નિબંધમાંના એ મુદ્દાઓ હાલના સમયને લાગુ ન પડતા હોવાથી, લગભગ અર્ધો ભાગ ન આપીએ અને બીજો આપીએ તેના કરતાં આખોએ નિબંધ રજૂ ન કરવો અમે વાજબી વિચાર્યો છે.

પુસ્તકનાં આદિવચન રા. ચંદ્રશંકર પંડયાએ લખીને અમને ઋણી કર્યા છે. એઓએ પોતાની સખ્ત માંદગી વેળાએ પણ અમારી માગણી સ્વીકારી છે, તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ.

પ્રસ્તુત પુસ્તકનું હિંદી ઉપરથી ભાષાંતર કરવાની પરવાનગી સર ટાગોરે અમને આપી છે તે માટે તેમનો પણ અંતઃકરણપુર્વક આભાર માનવો, એ અમારા માટે કર્તવ્યધર્મજ ગણાય.

શ્રીયુત શેઠ :જમનાદાસભાઇએ પોતાની ગુર્જર સાહિત્ય પ્રત્યેની પ્રીતિને લીધે આ સાહિત્યના પુસ્તકમાં પોતાને અર્પણપાત્રતા આપવા દેવાની પરવાનગી આપવા માટે અમે તેમનો ખાસ આભાર માનીએ છીએ.

"ગુજરાતી પંચ"ના અધિપતિ સાહેબ શ્રીયુત સોમાલાલભાઈએ આ પુસ્તક સવેળા છાંપી આપવાની અમને અનુકૂળતા કરી આપી છે, તે માટે તેમના પણ અમે આભારી છીએ.

અંતમાં એજ ઇચ્છા છે કે આ ઉભય લેખકોનાં અન્ય પુસ્તકો જેમ ગુર્જર વાચકવર્ગના આદરને પાત્ર થયાં છે તેમ આ પુસ્તક પણ તેમના આદરને પાત્ર થશે તો ભવિષ્યમાં પણ સર ટાગોરની અન્ય કૃતિઓ ભાષાંતર રૂપે ગુજરાતને ચરણે ધરવાની અભિલાષા છે. સર્વ શક્તિમાન પરમાત્મા એ અભિલાષા પૂર્ણ કરો.

અમદાવાદ,<br>
તા. ૩૦—૩—૧૮.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી<br>
અને<br>
દલપતરામ ભાઈશંકર રાવળ.

# સ્વદેશ.



## (૧)
## નવૂં અને જૂનું.



આપણે પુરાતન ભારતવર્ષનાં સંતાન છીએ; ઘણા પ્રાચીન અને ઘણા શ્રાન્ત છીએ. મેં આપણી જાતીય પ્રાચીનતાનો બહુવાર વિચાર કર્યો છે. જ્યારે હું એક ચિત્તથી તે વિષે વિશેષ વિચાર કરૂં છું ત્યારે કેવળ ચિન્તા, વિશ્રામ અને વૈરાગ્ય નજરે પડે છે. આપણી આન્તરિક અને બહિર્ શક્તિઓએ એક લાંબી વિશ્રાન્તિ લીધી હોય એમ જણાય છે. જાણે જગતના પ્રાતઃકાલમાં આપણે ઘણું કર્યું છે, એટલે આ બીજા પ્રહરના સખ્ત તડકામાં, જ્યારે અન્ય લોકો કામકાજમાં રોકાયલા છે ત્યારે આપણે દરવાજા બંધ

કરીને નિશ્ચિન્ત થઇ આરામ લઇએ છીએ; આપણે આપણી સંપૂર્ણ ઇચ્છાઓ જાણે પરિતૃપ્ત કરી છે અને હવે 'પેન્શન' મેળવ્યું છે. બસ, હવે એ પેન્શન ઉપર આપણે નિર્વાહ કરીએ છીએ—મઝા ભોગવીએ છીએ !

એટલામાં એકાએક જણાયું કે—આપણી હાલત બદલાઇ ગઇ છે. બહુ દિવસોથી બ્રહ્મોત્તરમાં મળી ગયલી જાગીરદારી આ સમયે નવા રાજાના સાશનકાળમાં આપણે નવી સેવા ન બજાવી શકયાથી જપ્ત કરવામાં આવી છે; આપણે અચાનક ગરીબ બની ગયા છીએ અને જેમ ખેડુત ખેતી કરીને પોતાના ગુજરાન માટે બધા પૈસા મેળવે છે, તેમ આપણને પણ કરવું પડે છે. પુરાતન જાતિને હાલ નવીન પ્રયત્નો કરવા માટે વિવશ બનવું પડયું છે.

આથી આપણી ચિન્તા દૂર કરો, વિશ્રામમાંથી ઉઠો અને ઘરના ખૂણા તજીદો. હવે કેવળ વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, શ્રૃતિસ્મૃતિ અને ગૃહસ્થ તરીકેનાં નિત્ય નૈમિત્તિક કામો માટે ભણ્યા કરવું પાલવશે નહીં; સખ્ત માટીના ઢગલા દૂર કરો; જમિનને ફળદ્રુપ બનાવો અને નવા રાજાને કર આપો. કૉલેજોમાં ભણો, હૉટેલોમાં જમો અને ઑફિસોમાં નોકરી કરો !

હા! ભારતવર્ષની ચોપાસની ભીંતો છિન્નભિન્ન કરીને આ કામકાજના ખુલ્લા મેદાનમાં લાવીને આપણને કોણે ઉભા રાખ્યા? ચારે બાજુએ માનસિક બંધ બાંધીને આપણે કાલસ્રોત અટકાવ્યો હતો અને આપણી ઇચ્છા મુજબ સહુ કાંઇ સમેટીને બેઠા હતા. ભારતવર્ષની બહાર ચંચલ પરિવર્તન, સમુદ્રની પેઠે રાતદિન ગર્જના કરી રહ્યું હતું પરંતુ આપણે અચલ સ્થિરતા ધારણ કરીને સમસ્ત ગતિશીલ સંસારનું અસ્તિત્વ વિસારીને બેઠા હતા. એવે સમયે કિયા છિદ્રદ્વારા ચિર—અશાન્ત માનવસ્રોતે આપણામાં એકાએક પ્રવેશ કર્યો અને સર્વસ્વ નષ્ટભ્રષ્ટ કર્યું? તેણે પુરાતનમાં નવીનને ભેળવી દીધું; વિશ્વાસમાં સંશયનું મિલન કરી દીધું અને સંતોષમાં દુરાશારૂપ આક્ષેપ નાંખી દીધો. આ પ્રમાણે બધુંયે સુલટું તે ઉલટું કરી નાંખ્યું! ધારો કે ભારતની ચારે બાજુઓએ હિમાલય અને સમુદ્રનું રોકાણ વિશેષ દુર્ગમ હોત તો અહિંના લોકો અજ્ઞાત, એકાન્ત ઘેરામાં સ્થિર, શાન્તભાવથી એક પ્રકારની સંકુચિત પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાનો અવસર મેળવત. જગત્‌ની બીજી કશી ખબરો આપણે જાણવા પામત નહીં અને ભૂગોળના સંબંધમાં આપણી ધારણાઓ અધૂરી રહેવા પામત. કેવળ

આપણાં કાવ્ય, આપણું સમાજતંત્ર, આપણાં ધર્મશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, એક અપૂર્વ શોભાસુષમા અને સંપૂર્ણતા મેળવત. આપણે જાણે પૃથ્વીને તજીને કોઇ નાના સરખા ગૃહમાં નિવાસ કરત. આપણો ઇતિહાસ, જ્ઞાનવિજ્ઞાન અને સુખસંપત્તિ આપણામાંજ પરિપૂર્ણ રહેત, જેમ સમુદ્રના કોઇક અંશની ચારે પાસ ધીમે ધીમે કાદવ જામતાં તે એક શાન્તિમય સુન્દર સરોવર બની જાય છે તેમ આપણે તરંગરહિત રહીને પ્રાતર્ સાયંકાલના વિચિત્ર રંગોની છટાથી ઝળહળી રહેત. અંધારી રાતના ઝળકતા સ્થિર નક્ષત્રોના પ્રકાશમાં ચૂપકીદીથી ચિર રહસ્યની ચિન્તામાં ડૂબી રહેવા જેવી આપણી સ્થિતિ બની રહેત.

એ સત્ય છે કે—કાલના પ્રબલ પ્રવાહમાં પરિવર્ત્તનશીલ કોલાહલના કેન્દ્રમાં પ્રકૃતિની હઝારો શક્તિઓના રણની રંગભૂમિની મધ્યમાં ક્ષોભ પ્રાપ્ત થતાં, અહિં તહિં ધક્કા ખાતાં, એક પ્રકારની સખ્ત શિક્ષા મળે છે અને સંસ્કૃતિ[1] પણ. તોયે એમ શી રીતે કહી શકાય કે—નિર્જનતા, નિઃસ્તબ્ધતા અને ગંભીરતામાં ઉંડા ઉતરવાને પરિણામે

---

૧. Civilization.

કોઇ રત્ન હાથ નથી લાગતું? આ આન્દોલનપૂર્ણ સંસાર-સાગરમાં આવી નિઃસ્તબ્ધતાનો સમય કોઇ જાતિ પાળી શકી નથી. હું સમજુ છું ત્યાં સુધી કેવળ ભારતવર્ષે એક સમય દૈવસંયોગે એવી વિચ્છિન્નતા મેળવી, સર્વથી વિભિન્ન બની જઇ, સંસારસાગરમાં ડૂબકી મારી હતી અને તેના છેક ઉંડાણ સુધી તે પહોંચ્યો હતો. જેમ જગત્ અસીમ છે તેમ મનુષ્યનો આત્મા પણ અસીમ છે; આથી જેણે એ અપ્રકટ આંતર્ ભાગ કે દેશનો માર્ગ શોધ્યો છે તેણે કોઇ નવું સત્ય કિંવા કોઇ નવો આનંદ પ્રાપ્ત કર્યો નથી, એમ કહેવું એ અવિશ્વાસની વાત છે.

ભારતવર્ષ એ સમયે નિર્જન અને રહસ્યમય પરીક્ષા-શાળા સમાન હતો. તેના દરવાજા બંધ હતા. તેની અંદર એક પરમ સુન્દર સંસ્કૃતિની ગુપ્તરૂપે પરીક્ષા થઇ રહી હતી. યૂરોપમાં મધ્ય યુગમાં જેમ કીમીઆ–તત્વનો શોધ્ કરનારા ઘણા લોકો ગુપ્ત ગૃહોમાં પૂરાઇને તરેહવાર યંત્ર-તંત્રની મદદથી ચિરજીવન રહસ્યનો શોધ કરતા હતા, તેમ આપણા દેશના પંડિતો ગુપ્ત રહીને સાવધાનતાથી આધ્યા-ત્મિક ચિરજીવન પ્રાપ્ત કરવાના ઉપાયો શોધતા હતા. તેઓનો પ્રશ્ન એ પ્રકારનો હતો કે—“येनाहं नामृतास्यां

**किमहं तेन कुर्याम्**—જેનાથી અમર થઇ શકાતું નથી તેને લઇને હું શું કરૂં ?" અત્યંત કષ્ટસાધ્ય ઉપાયથી તેઓ એવા અમૃતરસને શોધતા હતા કે જેનાથી અમર થઇ શકાય. તેમના એ શોધનાં પરિણામ કેવાં આવત, તે તો કોણુ જાણે ? કીમીઆ વિદ્યામાંથી જેમ રસાયણુ શાસ્ત્રની ઉત્પત્તિ થઇ તેમ તેઓની તપશ્ચર્યાથી મનુષ્ય જાતિની કોઈ નિગૂઢ નૂતન શક્તિનો આવિષ્કાર કદાચ થઇ શકયો હોત; પરંતુ હા ! એકાએક આ શોધ દરમ્યાન બંધ બારણાં ભેદી નાંખીને ઉદ્યમી લોકો ભારતવર્ષની એ પવિત્ર પરીક્ષાશાળામાં પ્રવેશ્યા અને એ શોધનાં પરિણામ જનસમાજ માટે અ-પ્રકાશિત રહી ગયાં ! નથી કહી શકાતું કે—આજકાલની નવીન અપાર સંસ્કૃતિના જમાનામાં એ પરીક્ષા માટે એવો પ્રશાન્ત અવસર પુનઃ મળશે કે નહીં ?

જગતની અન્ય પ્રજાઓએ એ પરીક્ષાશાળામાં પ્રવેશ કરીને શું જોયું ? તેઓએ જોયું કે—એક વૃદ્ધ તપસ્વી તેમાં બેઠો છે ! તેણે વસ્ત્ર પહેર્યાં નથી. તેણે આભૂષણો ધાર્યાં નથી. તે જગતના ઇતિહાસથી બહુ માહિત નથી. તે જે કાંઇ કહેવા માગે છે તે પ્રતીત કરવા માટે તેની પાસે ભાષા નથી, પ્રત્યક્ષ કરવા માટે પ્રમાણુ નથી અને તે

સમજી શકાય એવાં પરિણામ પણ જણાતાં નથી. એ જોઇને તે પ્રજાઓ કહેવા લાગી કે—"હે વૃદ્ધ, હે ચિન્તાતુર, હે ઉદાસીન, ઉઠ. રાજનૈત્તિક આન્દોલન કર; અથવા નિદ્રામાં પડ્યો પડ્યો તારાં પુરાણાં, જુવાનીનાં પરાક્રમની ઘોષણા કરતાં કરતાં શિથિલ થઈ ગયલાં પુરાણાં હાડ માંસનાં બલનાં બણગાં ફૂંક. જો તેથી તારી લજ્જા દૂર થાય છે કે નહીં?" પરન્તુ એ વૃદ્ધને બહારની પ્રજાના એ ઉપદેશપર શ્રદ્ધા ન હતી. કેવળ વર્તમાનપત્રોની નાવ બાંધીને દુસ્તર સંસારસાગરમાં યાત્રા કરવાનું સાહસ એ વૃદ્ધે ન કર્યું. એ સત્ય છે કે—જ્યારે ધીમો અને અનુકૂળ વાયૂ વહી રહે છે ત્યારે સમાચારના કાગળોની હોડી ગર્વથી ફુલી જાય છે પરંતુ જ્યારે સમુદ્રમાં તુફાન થાય છે ત્યારે એ દુર્બલ દંભ સેંકડો સ્થળેથી ફાટી જઇને નિરૂપયોગી બની જાય છે. કદિ ઉન્નતિનું બંદર પાસે હોય તો ગમે તે પ્રકારે તેને કિનારે જઇ, અવસર મેળવી, વિચાર કરી, ચાતુર્ય અને સાવધાનીથી એકવાર સમુદ્ર પાર થવાના યત્ન કરી શકાય પરન્તુ જ્યારે ઉન્નતિના માર્ગમાં યાત્રાનો અન્ત નથીઃ ક્યાંયે નાવ નાંગરવાનું કિંવા વિશ્રામ લેવાનું સ્થાન નથી એવું જાણીતું છે અને જ્યારે ઉપર કેવળ ધ્રુવ તારો

ચમકી રહ્યો છે; સામે કેવળ અન્તહીન સમુદ્ર જલરાશિ છે; વાયૂ કેવળ પ્રતિકૂળ છે અને લહરીઓ અતિ વેગથી ઉછળતી રહી છે, ત્યારે બેઠે બેઠે કેવળ 'ફુલ્સકેપ' કાગળની નાવ તૈયાર કરવા મન તલ્પતું નથી.

એમ છતાં પણ આ સાગરમાં હોડી ચલાવવાની ઇચ્છા રહે છે. જ્યારે આસપાસ દૃષ્ટિ ફેંકું છું ત્યારે જણાય છે કે—મનુષ્યપ્રવાહ ચાલી રહ્યો છે. સર્વત્ર વિચિત્ર કલ્લોલ પ્રચંડ વેગ, પ્રબળ ગતિ અને વિશ્રામરહિત કર્મની છટા દેખાય છે. એ વખતે મન તનમનાટ કરી રહે છે; અનેક વર્ષોનાં ગૃહબન્ધન તોડી ફોડીને એકદમ બહાર નીકળી પડવાનું કહ્યાં કરે છે; પરંતુ એ પછી ખાલી હાથ જોઇને વિચાર આવે છે કે—રસ્તાની ખર્ચી ક્યાં છે? હૃદય-માં અસીમ આશા, જીવનનું અવિશ્રાન્ત બળ અને વિશ્વાસનો અટલ પ્રભાવ ક્યાં છે? તે નથી. તો જગત્‌ના એક ખૂણામાં આ આપણો અજ્ઞાત વાસ જ ભલો; પણ એ પ્રકારનો સ્વલ્પસંતોષ અને નિર્જીવ શાન્તિ પણ નકામાં છે!

હું વિચાર કરૂં છું ત્યારે મને લાગે છે કે—જોકે

આપણે યન્ત્રો તૈયાર કરી શકતા નથી; જગતનાં ગૂઢ તત્વોનો આવિષ્કાર કરી શકતા નથી તોપણ પ્રેમ કરી શકીએ છીએ; બીજાઓને માટે આપણાં સ્થાન તજી દઇએ છીએ. આમ છે : તો પછી અત્યંત નિરાશાથી અસ્થિર બનીને બહાર ભટકતા ફરવાની શી જરૂર છે? આપણે બૂરાઇનું નામ સુદ્ધાંત જાણતા નથી; તો ભલે પડી રહ્યા એક કિનારે! "ટાઇમ્સ" નાં જગતપ્રકાશક 'કૉલમો' માં આપણાં નામ નહીં છપાય તો ચિન્તા નથી! આવી લાગણી રાખવા છતાં પણ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે—જ્યારે દુઃખદારિદ્ર અતિશય વધી ગયાં છે—અસહાય અને અપમાનિત જીવન વહી રહ્યાં છે ત્યારે કેવળ એક કિનારે પડી રહીને ઘરનાં કામ કરવાનું કે અતિથિ—સત્કાર કરવાનું કેમ નભી શકશે? દુઃખોનો પ્રતિકાર ક્યારે થશે?

હા! એજ ભારત વર્ષનું અસહ્ય દુઃખ છે તો? આપણે કોની સાથે લડીશું? રૂઢ મનુષ્ય પ્રકૃતિની ચિરકાલની નિષ્ઠુરતા સાથે? ઇસામસીહનો પવિત્ર રક્તપ્રવાહ પણ જેની કામનારહિત કઠિનતાને આજસુધી કોમળ ન બનાવી શક્યો, તે પત્થર સાથે? પ્રબળતા હમેશાં નિર્બળ પ્રત્યે દયાહીન રહી છે. આપણે તે જડ પશુ—પ્રકૃતિને કેવી રીતે

જીતીશું ? સભાઓ ભરીને ? કે પ્રાર્થના કરીને ? આજ જરાક ભીક્ષા મેળવીને અથવા તો કાલે પુષ્કળ અન્ન ઝાપટીને ? નહી, એમ તો કદી નહી બને.

ત્યારે પછી કેવી રીતે જીતીશું ? પ્રબલ સમાન સબળ બનીને ? હા, તેમ બની શકે છે. પરંતુ જ્યારે વિચાર કરી જોઉં છું કે યૂરોપ કેટલું પ્રબળ છે અને કિયાં કિયાં કારણોથી પ્રબળ છે; જ્યારે આ દુર્દમ્ય શકિતને કદિક શરીર કિંવા મનથી, સંપૂર્ણ રૂપથી, અનુભવી જોઉં છું ત્યારે પાછી આશા પડતી નથી. મનમાં એવું થાય છે કે—આવો ભાઇ, સહનશીળ બનીને રહીએ—સૌ પ્રત્યે પ્રેમ કરીએ, નેકી રાખીએ. આપણે પૃથ્વી ઉપર જે કામ કરીએ તે સચ્ચાઇથીજ કરીએ—ઢોંગ ન કરીએ કેમકે અસમર્થ માટે તો મુખ્ય વિપત્તિ એજ છે કે—તે કાંઇ ભારે કામ કરી શકે નહીં. આ કારણે ભારે ઢોંગને તે ઉત્તમ ગણે છે. તે નથી જાણતો કે—મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે ભારે જુઠાપણાને બદલે થોડુંક સત્ય પણ મૂલ્યવાન્ છે—ઘણી કામની વસ્તુ સમાન છે.

હું ઉપદેશ આપવા બેઠો નથી. હું કેવળ એ જોવાનો યત્ન કરૂં છું કે—આપણી પૂર્વીય સ્થિતિ શી હતી ? પરંતુ

તે જોવા માટે પ્રાચીન વેદ, પુરાણ, સંહિતા આદિ ઉઘાડતાં તેમાંના કશા લખાણથી મન માનતું નથી. આપણા મન પસંદ શ્લોક એકત્ર કરીને કોઇક કલ્પનામય કાલની સૃષ્ટિ ઉત્પન્ન કરવી પડશે. અન્ય જાતિઓની પ્રકૃતિ અથવા તેમના ઇતિહાસ સાથે આપણી કલ્પનાઓ મેળવ્યા વિના, તેમાં લીન બન્યા વિના, આ નવીન શિક્ષાના કમજોર પાયા ઉપર ભારે નિરાશાનો કિલ્લો ઉભો કરવાની જરૂર પડશે. આપણને કેવળ એ જોવું પડશે કે આપણે ક્યાં છીએ ? આપણે જ્યાં સ્થિત છીએ ત્યાં પૂર્વ દિશામાંથી ભૂતકાલની અને પશ્ચિમ દિશામાંથી ભવિષ્યની મરીચિકાઓ આવીને આપણને પોતપોતાની તરફ ખેંચી રહી છે. એ બન્નેમાંથી કોની ઉપર વિશ્વાસ કરવો, એ સંબંધી યોગ્ય સત્ય આપણે નથી જાણતા; આથી પ્રથમ એ જોવું જરૂરનું છે કે—આપણે કેવી સ્થિતિમાં ઉભા છીએ ?

આપણે એક બહુ જીર્ણ અને પ્રાચીન નગરમાં નિવાસ કરીએ છીએ. એવું પુરાણું નગર છે તે કે જેનો ઇતિહાસ લુપ્ત થઇ ગયો છે. આથી ભ્રમ ઉપજે છે કે—જાણે આ નગર મનુષ્યોના ઇતિહાસ વિનાનું છે—જાણે અનાદિ 'પ્રકૃતિ' ની પ્રાચીન રાજધાની છે ! માનવ ઇતિહાસની રેખા ભૂંસી

નાંખીને પ્રકૃતિએ જાણે પોતાના શ્યામવર્ણા અક્ષર એ નગરના સર્વ વિભાગોમાં વિચિત્ર આકારથી લખી દીધા છે. અહીં હઝારો વર્ષની વર્ષાઋતુઓ પોતાનાં આંસુઓનાં ચિહ્નની રેખાઓ પાડી ગઇ છે અને હઝારો વર્ષની વસન્તઋતુઓ તેની દિવાલનાં પ્રત્યેક છિદ્રમાં પોતાની આવવા જવાની મિતિ હરિયાળા રંગોથી અંકિત કરી ગઇ છે. એક પક્ષે તેને નગર પણ કહી શકાય છે. તો બીજે પક્ષે તેને જંગલ પણ કહી શકાય છે. અહીં કેવલ છાયા અને વિશ્રામ હોય છે; પરન્તુ ચિન્તા અને વિષાદ પણ વસે છે ખરાં. અહીં પંખીઓના કલરવથી ગુંજી રહેલાં વનમાં—અહીં વિચિત્ર આકારોવાળી જટાઓથી પરિવ્યાપ્ત શાખા—પ્રશાખાઓમાં અને રહસ્યમય પુરાણા મહેલોની ભીંતોમાં સેંકડો—હઝારો છાયાઓમાં કાયાનો અને કાયામાં માયાનો ભ્રમ ઉપજે છે. અહીંની એ સનાતન મહતી છાયામાં સત્ય અને કલ્પનાને ભાઇ અને બહેનની પેઠે વિરોધ રહિત, ભાવસહિત, આશ્રય મળ્યો છે. એટલે કે અહીં પ્રકૃતિનું વિશ્વકાર્ય અને મનુષ્યની માનસિક સૃષ્ટિ, એ ઉભયે પરસ્પર હળીમળીને અનેક આકારનાં છાયાકુંજોની રચનાઓ કરી છે. અહીં બાળકો આખો દિવસ રમ્યા કરે

છે, પરંતુ નથી જાણતાં તેઓ કે એ રમત છે. એવીજ રીતે કેટલાક લોકોને રાતદિન સ્વપ્ન આવે છે પરન્તુ તેને સ્વપ્ન ન સમજતાં તેઓ કર્મ સમજે છે. જગતના મધ્યાહ્ન-સૂર્યનો પ્રકાશ છિદ્ર માર્ગે પ્રવેશ કરીને નાના નાના મણિઓની પેઠે ઝલકી રહે છે અને પ્રબળ અંધકાર સેંકડો ગીચ્ચ ડાળીઓની વચમાં છૂપાઇને જાણે મંદ ગુંજન કરતો હોય એમ જણાય છે. અહીં જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ, આશા અને નિરાશાની સીમાનાં ચિહ્ન રદ્દ થઈ ગયાં છે. અદૃષ્ટવાદ અને કર્મકાંડ; વૈરાગ્ય અને ગૃહસ્થાશ્રમ એકમેક સહજીવન ગાળે છે. અહીં આવશ્યક કિંવા અનાવશ્યક, બ્રહ્મ કે માટીનાં પૂતળાં, છિન્નમૂલ—સૂકાઇ ગયલો ભૂતકાળ અને નવીન કુંપળોવાળો—સજીવ વર્તમાન-કાળ, સમાન આદરમાન પામ્યાં છે. શાસ્ત્ર જ્યાંનું ત્યાંજ પડી રહેલું છે. જે સ્થળે શાસ્ત્રને ઢાંકીને હઝારો પ્રથારૂપ કીડાઓએ પોતાનાં ઘર બનાવ્યાં છે, તે સ્થળે કોઇ આલસ્યમયી ભક્તિને વશ થઇને પણ હાથ અડકતું નથી. કશુંયે સ્વચ્છ કરતું નથી. અહીં ગ્રંથોમાંના અક્ષર અને ગ્રંથોને વળગેલા કીડાઓએ પાડેલાં છેદ, એ બન્ને સંમાનનીય શાસ્ત્રમાં સમાન છે. અહીં ભાગ્યાંતૂટયાં મંદિરોમાંના દેવતા

અને પીપળાના પાંદડાં ખાઇ ઉદર ભરતાં પક્ષીઓ—ઉપ-દેવતા, એઓ એકત્ર આશ્રય પ્રાપ્ત કરી વિરાજમાન થયલાં છે.

શું તમારી સાંસારિક લડાઇની છાવણી નાંખવાની આ જગ્યા છે ? અહીંની પડી ગયલી દિવાલો શું તમારાં કારખાનાંઓના—તમારી આગનો ઉચ્છ્વાસ લેનારા સહસ્રબાહુ લોહ—દાનવોનાં કારાગાર બનાવવા યોગ્ય છે ? એ સત્ય છે કે—અસ્થિર ઉદ્યોગના વેગથી તમે આ પુરાણી ઇંટોને માટીમાં મેળવી શકશો; કિન્તુ એ તો બતાવો કે તે પછી આ અત્યંત પ્રાચીન શય્યાશાયિની—બિછાનાપર પડી રહેનારી—જાતિ કયાં જઇને ઉભી રહેશે ? ધ્યાન રાખજો કે—આ યત્નવિહીન નગરરૂપ ગાઢ જંગલ નષ્ટ થશે તો એક વૃદ્ધ બ્રહ્મરાક્ષસ, જે હઝારો વર્ષથી—સનાતન કાલથી આ સુન્સાન સ્થાનમાં એકાન્ત વાસમાં રહ્યો છે, તે એકાએક આશ્રયહીન બની જશે !

અહીંના લોકોએ બહુ દિવસથી પોતાનાં ઘરોનાં સમારકામ કર્યાં નથી. એવો અભ્યાસ એમને નથી અને બહુ વિચારશીલ લોકોના ગર્વનો એ એક વિષય છે. આ બિનાને આગળ ધરીને તે લોકો પુચ્છલેખિની ફટકારે છે, અને એનો પ્રતિવાદ કોઇથી થઇ શકતો નથી. ખરૂં જોતાં

તો આ લોકોને પોતાના અત્યન્ત પ્રાચીન પુરૂષોની વસ્તી કદિ છોડવી પડી નથી. સમયના વારાફેરાથી યદ્યપિ અનેક ઉચ્ચનીચ અવસ્થાઓ સામે ટક્કર ઝીલવી પડી છે; અનેક અડચણો ઉપસ્થિત થઇ છે, તોપણ તેઓએ ખેંચતાણ કરીને, મૃત અને જીવિતને, વિઘ્નો અને અડચણોને, જીવ-જાનથી એકત્ર થઇ પોતાના પિતા પ્રપિતામહોની બનાવેલી એકજ દિવાલમાં, એકત્રિત કર્યાં છે. એ પ્રકારની વાર્ત્તા કદિ તેમના શત્રુ પક્ષને મ્હોંયેથી શ્રવણે પડી નથી કે એ લોકોએ કોઇ દિન અડચણો પડવાથી, ભયથી કિંવા બીજા-ઓના બલાત્કારથી પણ પોતાને હાથે નવાં ઘર બનાવ્યાં હોય અથવા પુરાણાં મકાનોનાં સમારકામ કરી, તેમનો જીર્ણોદ્ધાર કર્યો હોય. ઘરની છતમાં જ્યાં છિદ્રો જણાયાં છે, ત્યાં પોતાની મેળેજ ઉગેલાં ઝાડની શાખાઓએ છાયા કરી છે અથવા તો ક્યાંક ધીમે ધીમે જામી ગયલી માટીની ઢગલીઓથી એ છિદ્ર બંધ થઇ ગયાં છે. એમ છતાં પણ આ લોકોએ તે તરફ લક્ષ આપ્યું નથી.

આ નવલક્ષ્મીથી શૂન્ય ગાઢવનમાં, આ પૂર—લક્ષ્મીથી શૂન્ય છિન્નવિચ્છિન્ન પૂરીમાં, ધોતીઆં પહેરીને, ચાદર ઓઢીને આપણે બહુ ધીમે ધીમે ફરીએહરીએ છીએ. ભોજન

પછી જરા નિદ્રા લઇએ છીએ; ચોકમાં બેસીને ગંજીફા કે ચોપાટ રમીએ છીએ. જે કાંઇ અસંભવિત કે સાંસારિક કામકાજથી બહારની બાબત છે, તેના ઉપર તરતજ વિશ્વાસ મૂકવો આપણને પસંદ છે. જે કાંઇ કામ કરવા યોગ્ય તથા આપણી આંખો સામે છે, તેના પ્રત્યેનો આપણા મનનો અવિશ્વાસ કોઇ પણ પ્રકારે નિર્મૂલ—દૂર થઇ શકતો નથી, અને એ સંબંધમાં કદાચ કોઇ બાળક જરા પણ ચંચલતા પ્રકટ કરે છે કે તરતજ આપણે સર્વ એકમત થઇ શિર ઝુકાવી કહીએ છીએ કે—**सर्वमत्यन्तगर्हितम् ॥**

આવા સમયમાં બીજા લોકોએ એકાએક કોણ જાણે ક્યાંયેથી આવીને આપણા જીર્ણ અસ્થિપંજરમાં જોરથી બેત્રણ મુક્કીઓ લગાવીને કહેવા માંડયું છે કે:—" ઉઠો, ઉઠો, તમારા સુવાના ખંડમાં અમારે ઑફિસ બનાવવી છે. તમે સુઇ રહ્યા છો પણ સમસ્ત સંસાર સુતો નથી. જગતમાં અનેક પરિવર્તન થઇ રહ્યાં છે. સાંભળો, આ ઘંટ વાગે છે. પૃથ્વીનો આ બપોરનો સમય છે—કામ કરવાનો સમય છે" આ કથન સાંભળીને આપણામાંના કોઇક, એકદમ બોલી ઉઠે છે: " કામ ક્યાં છે ? કામ ક્યાં છે ? " તેઓ એમ કહેતા કહેતા ઘરના ચારે ખૂણામાં વિહ્વલભાવે દોડાદોડ

કરવા લાગ્યા છે. જે કેટલાક ઢોંગીલા—ઘમંડી છે, તેઓ પાસાં બદલીને કહે છે: "અરે, કોણ છો તમે ? કામની વાત કરનારા તમે કોણ છો ? શું તમે એમ કહેવા માગો છો કે અમે લોકો કામકાજવાળા નથી ? તમારો ખોટો ભ્રમ છે. ભારતવર્ષ શિવાય કામ કરવાનું સ્થાન બીજે ક્યાંયે નથી. દેખતા કેમ નથી ? માનવ ઇતિહાસના પ્રથમ યુગમાં આર્યો અને અનાર્યોનો વિગ્રહ અહીંજ થયો છે. અહીં કેટલાંયે રાજ્યોની સ્થાપના, કેટલાયે નીતિધર્મોનો અભ્યુદય અને કેટલીયે સંસ્કૃતિ-સુદ્ધારણાનો સંગ્રામ થઈ થઇ ગયો છે. ભાઈ, કેવલ અમે લોકોજ કામવાળા માણસો છીએ; આથી અમને હવે કામ કરવાનું કહેશો નહીં. જો તમને વિશ્વાસ ન હોય તો એક કામ કરો. તમારા ઐતિહાસિક પાવડાઓથી ભારતભૂમિની અનેક યુગસંચિત વિસ્મૃતિઓના ઢગલાઓ ખોદીને જોઇ લ્યો કે, મનુષ્ય—સંસ્કૃતિની દિવાલમાં અમારા લોકોના હાથનાં ચિહ્ન ક્યાં ક્યાં છે ? એ દરમ્યાન હાલની પેઠે અમે એક ઉંઘ ખેંચી કાઢીએ છીએ."

આ પ્રમાણે આપણા લોકોમાં કોઇ કોઇ અર્ધા અચેત જડમૂઢ દાંભિકભાવથી, જરા જરા ખુલ્લી નિદ્રાભરી

આંખોથી, આલસ્યપૂર્ણ અસ્પષ્ટ રૂષ્ટ હુંકારથી, જગત્‌માં દીસતો જે પ્રકાશ ફેલાઇ રહ્યો છે તેનો અનાદર કિંવા ઉપેક્ષા કર્યા કરે છે; અને કોઇ કોઇ ઘેરી આત્મગ્લાનિથી પોતાની ઢીલી રગોના યત્નહીન ઉદ્યમ-ઉત્સાહને વારંવાર ઉત્તેજન આપી જાગ્રત કરવા મંડ્યા છે; અને જે લોકો જાગ્રત અવસ્થામાં સ્વપ્ન જોનારા છે—જે લોકો કર્મ અને વિચારની વચમાં અસ્થિર ચિત્તથી ડગમગ બની ગયા છે—જે લોકો પુરાણી જીર્ણતા જુએ છે અને નવીનની અસપૂર્ણતાનો પણ અનુભવ કરે છે, તે અભાગી વારંવાર શિર હલાવીને કહ્યા કરે છે કેઃ—

"હે નવા માણસો! તમે જે નવી કાર્યવાહી શરૂ કરી છે, તેની સમાપ્તિ તો હજી સુધી નથી થઇ; તેમાં શું સત્ય છે અને શું અસત્ય, તેનો નિર્ણય હજી સુધી તો નથી થયો; મનુષ્યના ભાગ્યની ચિરકાલથી ચાલી આવતી સમસ્યાઓમાંથી તો કોઇ એકની પણ મિમાંસા નથી થઇ; તો પછી અમે અત્યારે તમારા અનુયાયી શી રીતે બનીએ?

"તમે ઘણું જાણ્યું અને ઘણું મેળવ્યું છે, પરંતુ એ તો બતાવો કે કાંઇ સુખ પણ મેળવ્યું છે? અમે જે વિશ્વ બ્રહ્માંડ ને 'માયા' માની બેઠા છીએ, તેને તમે નિશ્ચિત

સત્ય માનીને તેની સાથે કામ પાડો છો. તમે શું અમારાથી અધિકતર સુખી બન્યા છો ? તમે નિત્ય નિત્ય નવી નવી આવશ્યક્તાઓનો આવિષ્કાર કરીને ગરીબોની ગરીબી દિવસે દિવસે વધારી રહ્યા છે, તમારા ઘરના સ્વાસ્થ્યજનક આશ્રયથી વિશ્રામ—શૂન્ય કર્મની ઉત્તેજનામાં ધસડાતા જાવછો, કર્મને જ આખા જીવનનો કર્ત્તા બનાવીને ઉન્માદ (જોશ) ને વિશ્રામને સ્થાને મૂકી રહ્યા છો, તો શું તમે સ્પષ્ટરૂપથી એ જાણોછો કે તમારી આ ઉન્નતિ તમને કયાં લઇ જાય છે ?

"અમે સારી પેઠે જાણીએ છીએ કે અમે કયાં પહોંચ્યા છીએ ! અમારી જરૂરીઆતો બહુ થોડી છે. અમારા સદનમાં અમે પરસ્પર ગાઢ સ્નેહથી હળીમળીને અમારાં નિત્ય નૈમિત્તિક નાનાં મોટાં આવશ્યક કર્ત્તવ્યોનું પાલન કરતા આવ્યા છીએ. અમારી જેટલી સુખસમૃદ્ધિ છે તે અમે અમીર કિંવા ગરીબ, નિકટસંબંધી કિંવા દૂર—સંબંધી, અતીથિ, અનુચર કિંવા ભિક્ષુક—સર્વેએ સાથે મળીને વહેંચી લીધી છે. યથાશક્તિ અને યથાસંભવ અમે સુખમય જીવન વીતાવ્યું છે. અમે કોઈના ત્યાગની ચાહના કરી નથી અથવા જીવનના અન્ધકારમાં પડીને તેના ઝપાટામાંથી કોઇને છોડવવાને લાચારી પણ દાખવી નથી.

"ભારતવર્ષે કદિ સુખ ચાહ્યું નથી; તેણે સંતોષ માટે ચાહના કરી છે. તે તેને મળી ગયો છે. ભારતવર્ષ સર્વ સ્થળે સર્વ પ્રકારે સંતોષની સ્થાપના કરી ચૂકયો છે. હવે તેને કશું કરવાનું અવશિષ્ટ નથી. ભારતવાસીઓ પોતાનાં વિશ્રામભવનમાં, તમારા ઉન્માદપૂર્ણ જીવન વિપ્લવને દેખીને તમારી સંસ્કૃતિની અંતિમ સફલતા સંબંધી મનમાં ને મનમાં સંશયનો અનુભવ કરે છે. તેઓ વિચાર કરે છે કે—કદાપિ એક દિને તમને તમારાં કામકાજ બંધ કરવાં પડશે ત્યારે તમે શું આવી રીતે, ધીરેથી, સહજપણે આવોજ વિશ્રામ પ્રાપ્ત કરી શકશો ? શું અમારી પેઠે આવીજ સહૃદય પરિણતિ પ્રાપ્ત કરી શકશો ? જેમ ઉદ્દેશ્ય ક્રમશઃ લક્ષ્યપર પહોંચી સમાપ્ત થાય છે, જેમ ઉષ્ણ દિવસ સૌન્દર્યપૂર્ણ બનીને સન્ધ્યાના અંધકારમાં વિલીન થઇ જાય છે, તેમ તમે શું મધૂર સમાપ્તિ પ્રાપ્ત કરી શકશો ? અથવા તો જેમ કળ એકાએક બગડીને બંધ થઇ જાય છે, જેમ ગરમી અત્યંત વધી જવાથી "એન્જીન" એકાએક ફાટી જાય છે, જેમ એકજ 'લાઇન' ઉપર સામસામે આવી જતી આગગાડીઓ એકબીજા સાથે અથડાઇને ભાંગી જાય છે, તેમ પ્રબળ વેગમાં દારુણ આત્મહત્યાથી શું તમારી સમાપ્તિ થશે ?

"ગમે તે થાવ. તમે આ સમયે એક અપરિચિત સમુદ્રમાં અપ્રકટ કિનારાના શોધમાં છો: આથી એ જ બહેતર છે કે—તમે તમારે માર્ગે જાવ અને અમે અમારાં ઘરમાંજ રહીશું !"

પરન્તુ ભારતવાસી બંધુઓ ! મનુષ્ય મનુષ્યને આવી રીતે ક્યારે રહેવા દે છે ? તમે જે સમયે વિશ્રામ કરવા ઇચ્છોછો તે સમયે પૃથ્વીના બીજા લોકો થાકી ગયા નથી. ગૃહસ્થ જે સમે નિંદ્રા વિના બેચેની ભોગવે છે, તે સમયે ફાલતુ લોકો તરેહવાર ઉપદ્રવ કરતા ફર્યા કરે છે. આ શિવાય, એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે—પૃથ્વીમાં જે સ્થળે તમે ઉભા રહેશો ત્યાંથી તમારા ધ્વંસનો આરંભ થશે; કેમકે તમે એકલાજ ઉભા રહેશો. અન્ય કોઇ ઉભું રહેશે નહીં. તમે જગત્પ્રવાહ સાથે જો સમાનગતિથી નહીં ચાલી શકો તો આખા પ્રવાહનો વહેતો વેગ તમારા ઉપર આવી પડશે. તમે તેથી કાંતો ઇજા પામી ઉથલી પડશો અથવા તો ધીમે ધીમે દુર્બલ બનીને કાલસ્રોતની તળેટીમાં ડૂબી જશો ! આથી કાંતો **બધા સાથે ચાલો અને જીવનની ચર્ચા કરો; અથવા તો વિશ્રામ કરો અને નષ્ટ થાઓ.** આખા જગત્માં આ જ નિયમ પ્રવર્ત્તે છે.

આથી એ ઠીક છે કે આપણે જેઓ સંસારમાં સંહાર સામે સ્થિત છીએ, તેમના સંબંધમાં કશું કહેવાની આવશ્યકતા નથી; પરંતુ એ બાબતમાં આપણે જ્યારે વિલાપ કરીએ છીએ ત્યારે તે સાથે એવું કહીએ છીએ કે:—ઉપર જે પ્રાકૃતિક નિયમનું વર્ણન કર્યું છે, તે સામાન્ય રીતે સંસારમાં પ્રવર્ત્તી રહ્યા છે, તેમ છતાં આપણે કોઇક એવી સ્થિતિ પ્રાપ્ત કરી છે કે—બહુ દિવસો સુધી આ નિયમ આપણને લાગુ પડયો નથી. વૃદ્ધ થવું અને મરણ પામવું એ જોકે જગતનો નિયમ છે તોપણ આપણા યોગીઓએ પોતાની જીવનશક્તિ ( શ્વાસ )નો અવરોધ કરીને, જાણે નિર્જીવ હોય તેમ પડી રહીને, જીવિત રહેવાનો ઉપાય શોધી કાઢયો હતો. સમાધિની અવસ્થામાં તેઓની વૃદ્ધિ કિંવા ક્ષય થતાં ન હતાં. જીવનની ગતિને રોકવાથી મૃત્યુ નીપજે છે; પરંતુ જીવનની ગતિને રોકીને એ લોકો ચિરજીવન પ્રાપ્ત કરતા હતા !

આપણી જાતિ સંબંધમાં પણ સામાન્ય રીતે એવી વાત કહી શકાય તેમ છે. અન્ય જાતિઓ જે કારણોથી મરણ પામે છે, તે કારણોને આપણી જાતિએ ઉપાય રૂપ બનાવીને બહુ દિવસો સુધી જીવિત રહેવાનો માર્ગ શોધી

કાઢયો હતો. આકાંક્ષાનો વેગ જ્યારે ઓછો થાય છે, ધમધોકાર ચાલતા ઉદ્યમ જ્યારે મંદ બને છે, ત્યારે કોઈપણ જાતિનો નાશ થાય છે; પરંતુ આપણે ઘણા યત્નથી દુરાકાંક્ષા, અથવા તૃષ્ણાને ઓછાં કરીને અને ઉદ્યમને જડવત્ બનાવીને સમાન ભાવે આયુરક્ષા કરવાના યત્નો કર્યા છે.

એમ જણાય છે કે—એ યત્નો કંઇક અંશે સફલ થયા છે. ઘડીઆળનો કાંટો જ્યાં પોતાની મેળેજ થંભી જાય છે, ત્યાં સમયને પણ અપૂર્વ કૌશલથી થોભાવવામાં આવે છે. એવી રીતે જીવનને પૃથ્વીતલથી કંઇક અલગ કરીને એક એવા મધ્યાકાશમાં લઇ જવામાં આવતું હતું કે-જ્યાં પૃથ્વીની વિપૂલ ધૂળ પહોંચતી ન હતી. એ જીવન સદૈવ નિર્લિપ્ત, નિર્મલ અને નિરાપદ રહેતું હતું; એમ છતાં નીચેની દંતકથા જેવી વસ્તુસ્થિતિ થઇ છે.

"કેટલાક વખત ઉપર કલકત્તા પાસેના એક જંગલમાં એક દીર્ઘજીવી સમાધિસ્થ યોગીને લાવવામાં આવ્યા હતા. કેટલાક લોકોએ અનેક પ્રકારનાં ધાંધલ મચાવીને તેમને સમાધિમાંથી જગાડયા. આથી તેમનું મૃત્યુ થયું." આપણી જાતીય યોગ-નિદ્રાને આવી જ રીતે બહારના લોકોએ ધાંધલથી ઉરાડી દીધી છે. હવે અન્ય જાતિઓમાં અને

આપણામાં કશો અન્તર નથી. જો કંઇક પણ હોય તો તે એ જ કે બહુ દિવસો સુધી બહારના વિષયોમાં ઉદ્યોગ ન કરવાથી આપણને જીવનની સમાધિનો અભ્યાસ નથી. આપણે યોગાધ્યાયમાંથી નીકળીને 'ગડબડાધ્યાય'માં પડ્યા છીએ!

આવી સ્થિતિમાં આપણું કર્ત્તવ્ય શું છે? આ સમયે પહેલાંના એ વિલક્ષણ નિયમથી કામ નથી ચાલવાનું. હવે તો જે સાધારણ નિયમ છે, તદનુસાર પ્રચલિત પ્રથાઓથી આત્મરક્ષાના યત્ન કરવા જોઇશે. લાંબી જટા અને નખ કપાવીને, નિયમિત સ્નાન ભોજન કરીને, સારાં કપડાં લત્તાં પહેરીને, હાથપગ હલાવવા પડશે.

આમ છતાં પણ આ સમયે મામલો એવો થઇ પડયો છે કે—આપણે જટા અને નખ કપાવ્યાં છે અને સમાજમાં પ્રવેશ કરીને સમાજના લોકો સાથે મળવું હળવું શરૂ કર્યું છે, તોપણ મનના ભાવોને અર્થાત્ સ્વભાવને હજી સુધી નથી બદલી શક્યા. હજી પણ આપણે કહીએ છીએ કે—આપણા પૂર્વપુરૂષોએ કેવળ ફલફુલ ખાઇને નગ્ન શરીરે રહીને, મહત્તા પ્રાપ્ત કરી હતી; તો

પછી આપણે કંઇ કંઇ શણગાર, આહાર વિહાર અને રહેણી કરણી તરફ બહુ ધ્યાન શા માટે આપવું જોઇએ? આપણે આવું આવું કહીને અર્ધાં ધોતીયાં ઓઢીને, દરવાજા સામે બેસી રહીને, કર્મ પ્રતિ આલસ્ય અને અનાસકિતની દૃષ્ટિ નાંખતા નાંખતા હવા ખાઇએ છીએ.

આપણને એ યાદ નથી કે—જે યોગાસન પરમ આદરણીય છે, તે સમાજની દૃષ્ટિમાં જંગલી ગણાય છે. પ્રાણ ન રહેવાથી જેમ શરીર અપવિત્ર બની જાય છે, તેમ ભાવ વિના બહારના આડંબર પણ નિંદ્ય છે. તાત્પર્ય કે—જ્યારે આપણામાં યોગીઓના ભાવ નથી ત્યારે કેવળ દેખાવ કરવો એ રૂચિકર નથી.

જેઓ આપણા જેવા છે, તપશ્ચર્યા પણ કરતા નથી કિંવા હવિષ્ય પણ ખાતા નથી; બૂટ મોજાં પહેરીને ટ્રામ ગાડીપર ચઢીને પાન ચાવતા ચાવતા પ્રતિદિન ઑફિસ કે શાળામાં જાય છે, જેઓને માથાથી તે પગ સુધી ખૂબ તપાસ્યા કરીએ તો પણ કોઈ પ્રકારે વિશ્વાસ બેસતો નથી કે—તેઓ યાજ્ઞવલ્કય, વશિષ્ઠ, ગૌત્તમ, વૈશમ્પાયન કે ભગવાન કૃષ્ણ—દ્વૈપાયનના અવતાર છે? અથવા તો જે વિદ્યા-

થીને જોઇને હજી સુધી તો પૂર્વના ઋષિ મુનિઓનો કંઇએ ભ્રમ ઉપજતો નથી અને જેઓનાં શરીર માંદલાં છે, તેઓ આ પ્રકારે બ્રહ્મચર્યનો આડંબર અત્યારે કરે અને પૃથ્વીની અધિકાંશ ઉદ્યોગી માનનીય જાતિઓને જોઇને મ્હોં મચકોડે, એ કેવળ અદ્દભૂત, અસંગત અને હાસ્યજનક વાર્ત્તા છે એટલુંજ નહીં પણ પૂર્ણપણે હાનિકર પણ છે.

ભિન્ન ભિન્ન કામોની ભિન્ન ભિન્ન વ્યવસ્થાઓ થયાં કરે છે. પહેલવાન લંગોટ પહેરે છે, શરીરપર માટી ચોપડે છે અને છાતી કાઢીને ચાલે છે. તે જોઇને માર્ગમાંના લોકો આનન્દમગ્ન થઇ, તેને અભિનન્દન આપે છે; પરંતુ એજ પહેલવાનનો બહુજ કાયર અને કમજોર પુત્ર, જે કેવળ 'એન્ટ્રંસ'–વિદ્યાપીઠ પ્રવેશક પરીક્ષા સુધી ભણીને આજ પાંચ વર્ષથી સેક્રેટેરીએટની ઑફિસમાં ઉમેદવારી કરતો હોય છે, તે પણ જો લંગોટ પહેરી, શરીરે માટી મસળી, ઉઠતાં બેસતાં ખૂંખારા કરે અને સારા માણસો પૂછે તો કહે કે—"મારો પિતા પહેલવાન છે, તેથી હું એમ કરૂં છું" તો દુર્જનો તો તેની હાંસી કરે પરંતુ તેના સ્વજન અને હિતમિત્રોને તેના માટે શું ચિન્તા

ઉપન્યા વિના ન રહે? આથીજ કાંતો તમે ખરેખર **તપશ્ચર્યા કરો અથવા તો તપશ્ચર્યાનો આડંબર તજો.**

પૂર્વે બ્રાહ્મણો ઉપર એક વિશેષ કાર્યનો ભાર હતો. એ કાર્યમાં તેઓ વિશેષ ઉપયોગી બની રહે, તે માટે તેઓએ પોતાની ચારેપાસ આચરણ—અનુષ્ઠાનોની સીમા બાંધી હતી. અત્યન્ત સાવધાનતાથી તેઓ પોતાનાં ચિત્તને એ સીમાની અંદર રાખતા હતા. પરિણામે પ્રત્યેક કાર્યમાં એવીજ એક ઉપયોગી સીમા બંધાતી હતી; અને તે બીજાં કામમાં વિઘ્નરૂપ થઇ પડતી હતી. કંદોઇની દૂકાને બેસીને કદિ કોઇ વકીલ પોતાનો ધંધો ચલાવવા ઇચ્છે તો અનેક પ્રકારનાં વિઘ્ન તેને નડયા વિના રહેજ નહીં. એવીજ રીતે પહેલાં ક્યાંક વકીલની ઑફિસ હોય અને ત્યાં કદિ વિશેષ કારણ-વશાત્ કોઇને કંદોઇની દૂકાન કાઢવી પડે તો શું ખુરશી ટેબલ, કાગળો અને કાયદાકાનુનોના રિપોર્ટોનો મોહ કર-વાથી કામ ચાલી શકશે? કદિ નહીં.

આધુનિક સમયમાં પહેલાંની એ વિશેષતા રહી નથી. બ્રાહ્મણો કેવળ યજનયાજન અથવા ધર્મચર્ચામાં જ હવે ગુંથાયલા નથી. તેઓમાંના ઘણાઓ નોકરી કરે છે. તપ-

શ્રયાં કરતા તો કોઈ જોવામાં આવતા નથી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર અન્ય જાતિઓના કામધંધામાં કાંઇ અન્તર જણાતો નથી. આવી અવસ્થામાં બ્રાહ્મણત્વના સંકીર્ણ ગૃહમાં બંધ રહેવાનું સાર્થક્ય શું? કાંઇ નહીં. આ સમયે એવી સ્થિતિ થઇ ગઇ છે કે બ્રાહ્મણ ધર્મે કેવળ બ્રાહ્મણોને જ નથી બાંધી રાખ્યા. જે શૂદ્રો ઉપર શાસ્ત્રનાં બંધન ઘણાં દઢ નહતાં તેઓ સમય મેળવીને એ ગૃહમાં પ્રવેશ્યા છે. હવે તેઓ ત્યાંથી ખસવા માગતા નથી.

પ્રાચીન કાલમાં બ્રાહ્મણોએ કેવલ જ્ઞાન અને ધર્મનો અધિકાર ગ્રહણ કરી રાખ્યો હતો. એ વખતે સમાજનાં અનેક નાનાં મોટાં કાર્યોનો ભાર શૂદ્રોપર[1] સ્વાભાવિક રીતે પડતો. આથી એ શૂદ્રો ઉપરથી આચાર વિચારના અનેક બન્ધનપાશ કાઢી નાંખીને તેઓને ઘણી સ્વચ્છન્દ ગતિનો અવસર અપાયો હતો; પરંતુ આ સમયે ભારતવ્યાપી માયિક જાળમાં બ્રાહ્મણથી તે શૂદ્ર સુધી સર્વના હાથ પગ બાંધી લેવાયા છે અને શબની પેઠે સૌ નિશ્ચલ પડેલા જણાય છે. નથી તેઓ સંસારનાં કાર્ય કરતા કે નથી તેઓ

---

૧. બંગાળામાં બ્રાહ્મણ અને શૂદ્રો એ જ બે વર્ણ છે.

પરમાર્થરૂપ યોગ સાધતા. પહેલાંનાં જે કામ હતાં તે પણ બંધ પડી ગયાં છે, અને આ સમયનાં આવશ્યક કામો પણ કરવા દેવામાં એક બીજા તરફથી વિઘ્નો નાંખવામાં આવે છે.

એ ધ્યાનમાં રાખવું જોઇએ કે—જે ગતિશીલ સંસાર-માં આપણે અચાનક આવી પડયા છીએ, તેમાં રહીને આપણને પ્રાણરક્ષા અને માનરક્ષા કરવાની છે, તો હરઘડી સાધારણ આચારવિચારોને લઇને તર્કવિતર્ક કરવાથી કે મ્હોં મચકોડવાથી કે સંભાળી સંભાળીને પગ મૂકવાથી કામ ચાલશે નહીં. એમ કહેવું ભૂલભરેલું છે કે—આ વિશાલ વિશ્વ-બ્રહ્માંડ કીચ્ચડનો કુંડ છે; શ્રાવણ ભાદ્રપદની કાચી સડક છે અને પવિત્ર પુરૂષોને ચરણકમળ મૂકવા માટે અયોગ્ય છે. **આ સમયે જો પ્રતિષ્ઠાની વાંચ્છના હોય તો ચિત્તની ઉદારતા સર્વાંગ નિરોગતા, સ્વાસ્થ્યભાવ, શરીર અને બુદ્ધિની પ્રબલતા, જ્ઞાનના પ્રચાર અને પ્રસારના યત્ન તથા વિશ્રામહીન તત્પરતાની અત્યંત આવશ્યકતા છે. તે તરફ લક્ષ આપો.**

આપણે પૃથ્વીના લોકોના સ્પર્શથી યત્નપૂર્વક બચીને

મહામાન્ય જાતને સદા સ્વચ્છ રાખી, બીજાઓને મ્લેચ્છ તરીકે ગણી, તેઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવતા જે ઢંગથી વર્ત્તતા આવ્યા છીએ, તેને આધ્યાત્મિક શૌખ અથવા વિલાસીપણું કહેવામાં આવે છે. આ પ્રકારની અતિ વિલાસિતાથી ધીરે ધીરે નકામા બની જવાય છે. જડ પદાર્થ એક શીશીમાં બંધ રાખી શકાય છે, પરંતુ જો જડ અને ચેતનના ભેદને ભૂલીને ચેતનને પણ ખૂબ સ્વચ્છ રાખવા માટે નિર્મળ બિલ્લૌરી કાચના સંપુટમાં બંધ રખાય, તો એ નક્કી છે કે—તેના ઉપર ધૂળ પડે નહીં, પરંતુ તે સાથે તેનું સ્વાસ્થ્ય પણ બંધ પડે; અર્થાત્ એમ કરવું એ જીવનને ઘટાડવાનુંજ લક્ષણ છે.

આપણા પંડિતો કહ્યા કરે છે કે—આપણે જે અદ્દભુત આર્યપવિત્રતા પ્રાપ્ત કરી છે, તે બહુ સાધનાને યોગે મેળવી છે. એ ઘણી અમૂલ્ય વસ્તુ છે. તેની રક્ષા અત્યન્ત સંભાળપૂર્વક કરવી જરૂરની છે. આ ઉપરથી આપણે સર્વ પ્રકારે મ્લેચ્છો અને યવનોથી બચવા માટે—તેઓને અડકી પણ ન જવાય તે માટે પ્રયત્નો કરીએ છીએ. આ સંબંધમાં બે વાતો કહેવાની છે. એક તો એ કે જોકે આપણે સર્વ વિશેષ રૂપે પવિત્રતાની ચર્ચા કરનારા કિંવા પવિત્ર

રહેનારા નથી, તથાપિ અધિકાંશ મનુષ્ય જાતિને અપવિત્ર સમજીને સર્વથા અન્યાયી વિચાર, અમૂલક અહંકાર અને પરસ્પર અનર્થક અન્તર કિંવા વિરોધ ઉત્પન્ન કરવાના યત્ન કરીએ છીએ. એ વાત બહુ લોકો સ્વીકારતા નથી કે આ પવિત્રતાના સોગંદ લઇને આપણે વિજાતીય મનુષ્યો પ્રત્યે જે દ્વેષ કરીએ છીએ, તે આપણા ચારિત્ર માટે ખોટી છાપ પાડે છે. આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે કેઃ **वसुधैव कुटुम्बकम् ॥** પરન્તુ અહીં એ વિચારાતું નથી કે–શાસ્ત્રોમાં શું લખ્યું છે અને બુદ્ધિમાન્ લોકો વ્યાખ્યા કરીને તેનો કેવો અર્થ ઉઠાવે છે? વિચાર કેવલ એ જ કરવાનો છે કે આપણાં આચરણ કિંવા વર્ત્તનથી શું પ્રકટ થાય છે અને એ આચરણનાં આદિકારણ ગમે તે હો પરન્તુ એથી જનસમૂહના હૃદયમાં સહસા જ મનુષ્ય–ઘૃણા ઉપજે છે કે નહીં? તથા એક જાતિના નાનાથી તે મોટા માણસ પર્યન્ત સર્વને કોઇ અન્ય જાતિમાત્ર પ્રત્યે વિચાર વિના ઘૃણા કરવાનો અધિકાર છે કે નહીં? બીજી વાત એ છે કે–જડ પદાર્થ જ બહારની મલિનતાથી દૂષિત થાય છે. આપણે જ્યારે સરસ પોષાક પહેરીને ફરવા નીકળીએ છીએ ત્યારે બહુ સંભાળ રાખીને ચાલીએ

છીએ; બહુ સંભાળપૂર્વક બેસીએ છીએ; જરાક ધૂળ ન વળગે કિંવા પાણીનો છાંટો ન પડે કે કોઇ પણ જાતનો ડાઘ લાગે નહીં, તેની સંભાળ લઇએ છીએ. પવિત્રતા જો એવા પોષાકમાં જ આવી જતી હોય તો અવશ્ય એમ કરવું બરોબર છે, કે એ લોકોના સ્પર્શથી રખેને તે કાળી ડાઘવાળી બની જાય. પરંતુ એવી રીતે પોષાકની પવિત્રતા રાખીને સંસારમાં રહેવું એ ખરેખર એક ભારે વિપત્તિ છે. જનસમાજની યુદ્ધભૂમિ, કર્મભૂમિ અને રંગભૂમિમાં એવા પ્રકારની પવિત્રતા સંભાળીને ચાલવું અત્યન્ત કઠીન સમજીને જેઓને શુચિ-વાયૂનો રોગ લાગ્યો છે તે અભાગી મનુષ્યો પોતાની ચાલવાની, ફરવાની અને રહેવાની જગ્યાને અત્યંત સંકીર્ણ બનાવી દે છે, અને પોતાને કપડાં લત્તાંની પેઠે હમેશાં પેટીમાં પૂરી રાખે છે. **એવી રીતે મનુષ્યનો પરિપૂર્ણ વિકાસ કે ઉન્નતિ કદિ નથી થતાં.**

આત્માની આન્તરિક પવિત્રતાના પ્રભાવથી મલિનતા પ્રત્યે થોડીક ઉપેક્ષા કર્યા વિના કામ ચાલી શકતું નથી. જે મનુષ્ય સૌન્દર્યનો ચુસ્ત ભક્ત હોય તે પોતાનો રંગ બગડવાના ભયથી પૃથ્વીની ધૂળ, માટી અથવા તડકો, હવા પાણી, એમનાથી

સદાયે દૂર રહેવાની—બચવાની કોશિષ કરતો રહે અને મીણનાં પૂતળાંની પેઠે નિરાપદ સ્થાનમાં બેસી રહે, એ કેમ નભી શકે ? એ મનુષ્ય ભૂલી જાય છે કે-રંગની સુકુમારતા અથવા સુકિયાણાપણું સૌન્દર્યનું એક બહારનું સાધન છે; એની આન્તરિક પ્રતિષ્ઠાભૂમિ કેવળ સ્વાસ્થ્ય જ છે; અર્થાત્ સ્વાસ્થ્ય એજ સૌન્દર્યનુ મૂલ છે. જડ પદાર્થને સ્વાસ્થ્યની આવશ્યક્તા નથી. આથી કદિ જડને ઢાંકીને, બંધ કરીને રાખી મૂકવાથી કશી હાનિ-પહોંચતી નથી. આવી રીતે આપણે જો આત્માને જડ કે મૃત પદાર્થ નથી સમજતા, તો થોડીક મલિનતાની ખટક હોવા છતાં પણ તેના સ્વાસ્થ્યના ઉદ્દેશથી તેને સબલ બનાવવા માટે સામાન્ય જગત્માં તેનો સંબંધ સ્થાપિત કરવો ઘણો જરૂરનો છે.

આ ઉપરથી જણાશે કે—આધ્યાત્મિક વિલાસીપણું, એ શબ્દ કેમ વાપરવામાં આવ્યો છે. જેમ અત્યંત બહારનાં સુખોનો ઉપભોગ—એ વિલાસિતા અથવા શૉખીનપણું કહેવાય છે તેમ અત્યન્ત બાહ્ય પવિત્રતા—પ્રિયતાને પણ આધ્યાત્મિક વિલાસિતા કહી શકાશે. ખાવાની, પીવાની, સુવાની, બેસવાની રીતિઓમાં અહીં તહીં ભાસની સુકુમાર પવિત્રતાને હાનિ પહોંચી એવું સમજવું, એનો આધ્યા-

ત્મિક શૉખીનપણામાં સમાવેશ થાય છે, અને એમાં કાંઇ સન્દેહ નથી કે વિલાસીપણું ચાહે તે પ્રકારનું હો પરન્તુ તેથી મનુષ્યત્વનાં બલ અને વીર્ય નાશ પામે છે.

એ વાતનો અસ્વીકાર નથી કરાતો કે–સંકીર્ણતા અને જડતા, એ બે બહુ નિરાળાં છે અને એ પણ સત્ય છે કે જે સમાજમાં મનુષ્યપ્રકૃતિનો પૂર્ણ વિકાસ અથવા જીવનમાં પૂર્ણગતિ છે, તે સમાજને ઘણા ઉપદ્રવો સામે થવું પડે છે. જ્યાં જીવન અધિક છે ત્યાં સ્વાધીનતા અધિક છે; અને એ કારણે વિચિત્રતા પણ વિશેષ છે. ત્યાં સારૂં અને નરસું બન્નેની પ્રબલતા છે. જો માણસોના નખ અને દાંત કાઢી લેવામાં આવે, અહાર ઓછો અપાતો જાય અને તેઓને બન્ને વખત ચાબૂકના મારનો ભય બતાવાતો જાય તો ચાલવાની એક પ્રકારની શકિતથી શૂન્ય અને અત્યંત બ્હીકણ એવાં પાળેલાં પ્રાણીઓનાં દળ જેવા તેઓ બની જશે; મનુષ્ય–સ્વભાવનું વૈચિત્ર્ય એકદમ બંધ પડી જશે અને તે વખતે એવું લાગશે કે–ભગવાને આ પૃથ્વી મંડળને એક પિંજરરૂપ બનાવ્યું છે–જીવને રહેવા માટે તેણે સૃષ્ટિ રચી નથી

પરન્તુ સમાજ—બાળકની પુરાણી ધાવો સારી રીતે જાણે છે કે—તંદુરસ્ત બાળકો બહુ નટખટ હોય છે; તેઓ કોઇ કોઇવાર રોઇને ધાંધલ મચાવે છે; કદિક કુદતાં નાચતાં દોડાદોડ કરી મૂકે છે; કદિક ઘરમાંથી બહાર જવાનુંજ પસંદ કરે છે; અને બહુ પ્રકારે હેરાન કરે છે; આથી એ ધાવો તે બાળકોને જરાક અફીણની માત્રા દઇ, એ અફીણના નીશામાં મૃતપ્રાયઃ બનાવીને સુવાડી દે છે; અને તેને પરિણામે ઘરનાં કામકાજમાં તેઓ નિશ્ચિન્તપણે ધ્યાન આપી શકે છે.

સ્વાભાવિક નિયમાનુસાર સમાજ જેટલી ઉન્નતિ કરે છે, તેટલી તેની જુમ્મેદારી અથવા કર્ત્તવ્યની જંજાળ વધતી જાય છે. જો આપણે કહીએ કે—અમારાથી આટલું નહીં થઇ શકે; અમારામાં એટલો ઉદ્યમ નથી, શકિત નથી; જો આપણા દેશનાં માતા પિતા કહે કે—બાળકો યોગ્ય અવસ્થાએ પહોંચે ત્યાં સુધી તેમને મનુષ્યત્વનું શિક્ષણ આપવા અમે અસમર્થ તો છીએ પણ મનુષ્યત્વ માટે જેટલી ત્વરાથી માતાપિતા થવાય તેટલી ત્વરાથી થવા તૈયાર છીએ; જો આપણા વિદ્યાર્થીઓ કહે કે—અમારાથી સંયમ થઇ શકતો નથી; શરીર અને મનની

સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનો માર્ગ જોવા અમે તદ્દન અસમર્થ છીએ—અસમયે અપવિત્ર સ્ત્રીપુરુષ સંબંધ અમને અત્યંત આવશ્યક લાગે છે, કેમકે હિંદુ ધર્મનું એ વિધાન છે—અમે ન ઉન્નતિ ચાહીએ છીએ, ન જંજાળમાં પડવા ઇચ્છીએ છીએ, અમારૂં કામ આ પ્રકારે જ ઘણું મઝાનું ચાલશે ઇત્યાદિ," તો ઉત્તર ન દેતાં ચૂપ રહ્યા શિવાય છૂટકો હોતો નથી.

પરન્તુ એ વાત ફરીથી કહેવી પડે છે કે—હીનતાને હીનતા સમજવી એ સારૂં છે પરન્તુ બુદ્ધિના બળથી નિર્જીવતાને કે સાધુતા અથવા અસમર્થતાને સર્વશ્રેષ્ઠતા સાબિત કરવી, એ સારૂં નથી. એમ કરવું એ સદ્દગતિના માર્ગમાં ચારે પાસ કાંટા પાથરવા બરોબર છે.

મૂળ વાત એ છે કે—જો સર્વાંગપૂર્ણ મનુષ્યત્વ ઉપર આપણને શ્રદ્ધા અને વિશ્વાસ હોય તો આવા પ્રશ્ન ન ઉઠે. એમ હોય તો આપણે કંઇક કૂટ અને કૌશલ્યપૂર્ણ વ્યાખ્યાનોમાં આપણા મનને ગુંચવીને બહારના થોડાક સંકીર્ણ સંસ્કારોના કિલ્લામાં બંધ રહેવાની પ્રવૃત્તિ ન કરીએ. જે સમયે આપણી જાતિ વાસ્તવિક રીતે એકજ જાતિ

હતી તે સમયે આપણે પણ યુદ્ધ અને વ્યાપારવણજ કરતા; આપણે શિલ્પ કૌશલ્યમાં ઉત્તમ અને સુપ્રસિદ્ધ ગણાતા હતા. આપણે દેશ દેશાન્તરોમાં અવર જવર કરતા અને અન્ય જાતિઓ પાસેથી અનેક વિદ્યાઓ શીખતા તથા તેમને શીખવતા. આપણી પાસે દિગ્વિજય કરનારાં બળ અને વિચિત્ર ઐશ્વર્ય હતાં. આજ તેને બહુ વર્ષ વીતી ગયાં છે. આ સમય અને એ સમય વચ્ચે અનેક પ્રકારના વારાફેરાથી અન્તર પડી ગયો છે. આજ આપણે સમયના સીમાન્ત પ્રદેશમાં ઉભા રહીને, એ વખતની ભારતીય સંસ્કૃતિને પૃથ્વીથી ઘણે દૂર ઉભેલી, તપશ્ચર્યાથી પવિત્ર અને હોમધૂમથી અલૌકિક બનેલી સમાધિ—રાજ્યથાની સમાન જોઇએ છીએ; અને તેની તુલના આપણા વર્તમાન ઠંડી પ્રકૃતિવાળા, કર્મહીન, નિદ્રાલસ, નિઃસ્તબ્ધ ગામ સાથે કરીએ છીએ, પરંતુ એ તુલનામાં વાસ્તવિક યથાર્થતા કાંઇ પણ નથી. આપણી એ ચોકખી કલ્પના છે કે—આપણે ત્યાં કેવળ આધ્યાત્મિક સંસ્કૃતિજ હતી. ઉપવાસ કરવાથી દુર્બલ બનેલા આપણા સર્વ પૂર્વ પુરુષો જુદા જુદા બેસીને જીવાત્માને સંયમવશ રાખી, કર્મથી બિલ્કુલ અલગ રાખી, અત્યન્ત સૂક્ષ્મ જ્યોતિની રેખા બનાવી નાંખવાના

યત્નમાંજ પ્રવૃત્ત રહેતા. આપણી એ સર્વસંપન્ન સંસ્કૃતિને મરણ પામ્યે બહુ દિવસ થઇ ગયા છે. આપણો વર્તમાન સમાજ માત્ર તેની પ્રેતયોનિ રૂપ છે. આપણાં ક્ષીણ અંગો-ને જોઇને આપણે અનુમાન કરીએ છીએ કે, આપણી પૂર્વની સંસ્કૃતિને તે સમયે શરીર નહોતું. તે કેવળ છાયામય આધ્યાત્મિકતા હતી. તેમાં પૃથ્વી, જલ, અગ્નિનાં નામ પણ ન હતાં. કેવળ થોડાક વાયૂ અને આકાશ હતાં.

કેવળ મહાભારત વાંચ્યાથી પણ એ વાત સમજાય છે કે—આપણી એ સમયની સંસ્કૃતિમાં જીવનનો વેગ કેટલો પ્રબળ હતો. તેમાં કેટલાયે સમાજવિપ્લવ અને કેટલીયે પરસ્પરવિરોધી શક્તિઓની ટક્કરો ઝીલાતી હતી. એ સમાજ એકાદ કારીગરને હાથે તૈયાર કરેલા એક અત્યંત સુંદર સુસજ્જિત સમતાયુક્ત યંત્ર જેવો નહોતો. એ સમાજ-માં એક તરફ લોભ, હિંસા, ભય, દ્વેષ અને અસંયત અહંકારે અને બીજી તરફ વિનય, વીરતા, આત્મત્યાગ, ઉદાર મહત્વ અને અપૂર્વ સાધુભાવે મનુષ્યના ચારિત્રમાં ચળવળ ઉત્પન્ન કરીને તેને ઝગમગાટવાળું અને સચેત બનાવ્યું હતું. એ સમાજમાં સર્વ પુરુષ સાધુ પુરુષ ન હતા; સર્વ સ્ત્રીઓ સતી ન હતી અને સર્વ બ્રાહ્મણ તપસ્વી

ન હતા પરંતુ એ સમાજમાં વિશ્વામિત્ર જેવા ક્ષત્રિય તો હતા. દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અને પરશુરામ જેવા બ્રાહ્મણો તો હતા. કુન્તી જેવી સતીઓ તો હતી; ક્ષમાશીલ યુધિષ્ઠિર જેવા રાજા તો હતા; શત્રુઓના રકતની પ્યાસી તેજસ્વિની દ્રૌપદી જેવી રમણીઓ પણ હતી; એ સમયના સમાજમાં ભલાઇ અને બૂરાઇ, પ્રકાશ અને અન્ધકાર આદિ જીવન-નાં લક્ષણ વિદ્યમાન હતાં. એ સમયનો મનુષ્ય—સમાજ રેખા—ચિહ્નો જેવો વિભાગયુકત, અસંયત અને જુદી જુદી નકસીવાળો સમાજ નહતો. વિપ્લવદ્વારા ક્ષોભિત થયલી માનવ પ્રવૃત્તિઓના ઘાત—પ્રતિઘાતને કારણે સદા જાગ્રત રહેવાની શક્તિથી પરિપૂર્ણ એવા એ સમાજમાં આપણી એ પ્રાચીન સંસ્કૃતિ ફુલીફાલી વિશાળ વૃક્ષની પેઠે પોતાનું શિર ઉંચુ રાખી વિરાજમાન થયલી હતી. એ પ્રબળ વેગવાળી સંસ્કૃતિને આજ આપણે આપણી કલ્પનાથી નિશ્ચેષ્ટ, નિર્વિરોધ, નિર્વિકાર, નિરાપદ અને નિર્જીવ બનાવીને કહીએ છીએ કે:—અમે એ જ સંસ્કૃત જાતિના છીએ; અમે લોકો એ જ અધ્યાત્મિક આર્યવંશજ છીએ. અમે કેવળ જપતપ કરીશું; કેવળ ધર્મકર્મ કરીશું અને સમુદ્રયાત્રા બંધ કરીને બીજી જાતિ-ઓને અસ્પર્શ્ય બનાવીને, મહાન્ હિન્દુ નામને સાર્થક કરીશું!"

પરન્તુ તેને બદલે જો આપણે સત્યપાલન કરીએ; વિશ્વાસ રાખીને કાર્યો કરીએ; ઘરનાં બાળકોને અત્યન્ત જૂઠ્ઠાપણામાં નાંખીને ગળાની ગોળ ગોળ ફાંસી ન બનાવીએ એટલુંજ નહીં પણ તેઓને સત્યના શિક્ષણથી સરળ, સબળ અને દૃઢ બનાવીએ; જો આપણા હૃદયની એવી અભિમાનરહિત ઉદારતાની ચર્ચા કરીએ કે જેથી ચારે પાસથી જ્ઞાન અને મહત્તાને આણીને નિયમપૂર્વક આનન્દી અને આદરયુક્ત સંભાષણથી એકત્ર કરી શકીએ; જો આપણે શિલ્પ, સંગીત, સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન આદિ વિવિધ વિદ્યાઓની આલોચના અને ચર્ચા કરીને દેશ વિદેશમાં પર્યટણ કરીને, સમસ્ત પૃથ્વીમાંનું થોડું થોડું પણ સારૂં જ્ઞાન ગ્રહણ કરીને અને ખરાબને દૂર કરીને, એક ચિત્તે, નિષ્પક્ષપાતપણે વિચારણા કરીને, આપણી ચારે બાજુએથી ઉન્નતિ કરી—આપણને પોતાને વિકસિત કરી ઉંચે લઇ જઇ શકીએ, તો ન કહી શકાય કે જેને આપણે 'હિન્દુપણું' કહીએ છીએ તે પૂરા તૌરથી ટકી રહેશે કે નહી, પરન્તુ એટલું તો અવશ્ય બનશે કે-પૂર્વ કાળમાં જે સજીવ, સચેષ્ટ તેજસ્વી હિન્દુ સંસ્કૃતિ હતી તેની સાથે આપણો ઘણે અંશે મેળ મળી જશે. વર્તમાન સમયમાં ભારતની

પ્રાચીન સંસ્કૃતિ ખાણુની અંદરના પત્થરને કોલસા સમાન બનાવે છે. કેટલાક વખત ઉપર જ્યારે તેમાં વધારા ઘટાડાનો અને લેવા દેવાનો નિયમ હતો ત્યારે તે મોટા જંગલના રૂપમાં જીવિત હતી. એ સમયે તેમાં વર્ષોનો સજીવ સમાગમ થયો હતો, એ સમયે ફળફુલ અને નવપલ્લવોનો સ્વાભાવિક વિકાસ થતો હતો. આ સમયે તેમાં વૃદ્ધિ કે પ્રગતિ ન થવા છતાં પણુ આપણે માટે તે સંસ્કૃતિ અનાવશ્યક બની ગઈ નથી. તેની અંદર અનેક યુગોની ગરમી અને પ્રકાશ ગુપ્ત રહેલાં છે પરંતુ આપણા સમિપ તે ઠંડી અને અન્ધકારમય બની ગઇ છે. આપણે તેને કેવળ ઘોર કાળા અહંકારનો સ્તંભ બનાવીને તેની સાથે રમત રમીએ છીએ. તેનું કારણુ એ છે કે—આપણા હાથમાં જો રોશની ન હોય તો કેવળ અનુસન્ધાનદ્વારા પ્રાચીનકાળની ખાઇઓમાં ખાડા ખોદીને ગમે તેટલા ખનિજ પદાર્થોનો ઢગ બહાર કાઢીએ તો તે બધા કાંઇ પણુ કામના થઈ પડે નહીં. આપણે તેને આપણી મેળે બહાર તો કાઢતા નથી; અંગ્રેજોની રાણીગંજની ખાણુમાંથી ખરીદી લાવીએ છીએ. તેથી કોઇ પ્રકારની ચિન્તા જેવું નથી. પરંતુ આપણે કરીએ છીએ શું ? અગ્નિ તો નથી. કેવળ ફુંક મારીએ

છીએ અને કાગળ હલાવી હલાવીને પવન નાંખીએ છીએ. કોઇ કોઇ એવા પણ છે કે જે તેના ઉપર સિંદુર છાંટીને સામે બેસીને ભકિતભાવથી ઘંટાનિનાદ કરે છે.

આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે આપણામાં સજીવ મનુષ્યત્વ હશે તોજ આપણે પ્રાચીન અને આધુનિક મનુષ્યત્વને—પૂર્વ અને પશ્ચિમના મનુષ્યત્વને—આપણા વ્યવહારમાં—કામમાં લઈ શકીશું.

મૃત મનુષ્ય જ્યાંને ત્યાં પડી રહે છે પરંતુ જે જીવિત છે તે તો દશે દિશાઓમાં ફરતો ફરે છે. એ મનુષ્ય ભિન્નતામાં એકતા સ્થાપિત કરીને પરસ્પર વિપરીત ભાવોની વચમાં પુલ બાંધીને ખરેખરા સત્ય સુધી પણ પહોંચી વળે છે—તેવાઓ ઉપર પોતાનો અધિકાર જમાવી દે છે. તે એક બાજુએ ઝુકી જવામાં નહીં પરન્તુ **ચારે પાસ ઘુમવામાં જ પોતાની યથાર્થ ઉન્નતિ સમજે છે.**



# નવું વર્ષ.*



આજ કાલ આપણા લોકો પાસે કર્મનું ગૌરવ અધિક છે. હાથની પાસે હો કે દૂર હો, દિવસ હો કે રાત હો, કામ કરવુંજ પડશે. આજકાલ અશાન્ત અસ્થિર ચિત્તથી આપણે એ શોધીએ છીએ કે—શું કરીએ ? ક્યાં મરવાનું છે ? ક્યાં આત્મત્યાગ કરવાનો છે ? યૂરોપમાં કામ કરતાં કરતાં મરવું, એને એક ગૌરવની વાત ગણવામાં આવે છે. કામ હોય, ન હોય, કવખતનું કામ હોય ગમે તે હો પણ જીવનના છેવટના ઉચ્છ્વાસ સુધી દોડધામ કરતાં—જોશથી હાથપગ ચલાવતાં મરવું જ પડે છે. જ્યારે કોઇ જાતિને કર્મ—ચક્રમાં ઘુમવાનો ચસ્કો લાગે છે ત્યારે ફરીથી પૃથ્વીમાં શાન્તિ રહેવા નથી પામતી. તે વખતે દુર્ગમ હિમાલયના શિખર ઉપર જે રૂવાંવાળાં બકરાં વિના વિઘ્ને જીવન વિ-વીતાવતાં હોય છે, તેઓ અકસ્માત્ શિકારીની ગોળીથી

* (બોલપુરના " શાન્તિનિકેતન આશ્રમ"માં વંચાયલો નિબંધ.)

મરવા લાગે છે. સીલ અને પેંગુઇન પક્ષી, જે વિશ્વાસથી સુન્સાન બરફના સાગરમાં વિરોધ વિના જીવવાનાં સુખ ભોગવી રહ્યાં હોય છે, તે બિચારાંઓનાં લોહીથી એકાએક નિષ્કલંક બરફ લાલ બની જાય છે. ન જાણે ક્યાંથી સૌદાગરોની તોપો, શિલ્પચતુર પ્રાચીન ચીનના ગળામાં અફીણની ગોળીઓ વરસાવવા લાગે છે અને આફ્રિકાનાં નિર્ઝર જંગલોમાં ઢંકાઇ રહેલી શાહી, સંસ્કૃતિના વજ્રપાતથી ફાટીને ચિત્કાર કરતી પ્રાણત્યાગ કરે છે.

આ આશ્રમમાં, નિર્જન પ્રકૃતિની વચમાં ચૂપકીદીથી એકાગ્ર બનીને બેસવાથી હૃદયમાં એ વાતનો સ્પષ્ટ અનુભવ થાય છે કે—'હોવું' એ જગતનો પરમ આદર્શ છે; 'કરવું' નહીં. પ્રકૃતિમાં કર્મની સીમા નથી. પરંતુ પ્રકૃતિને જુઓ. તે એ કર્મને એક ખૂણામાં રાખીને પોતાને "હોવાના" રૂપમાં પ્રકટ કરે છે. હું જ્યારે પ્રકૃતિપ્રત્યે દૃષ્ટિપાત કરૂં છું ત્યારે જોઉં છું કે—તેમાં કલેશ અને શ્રમનું કાંઇ ચિહ્ન છે નહીં. જાણે કોઇનું નિમન્ત્રણ પામીને તેને મળવા માટે સુસજ્જ થઇને તે સુવિસ્તૃત નીલ આકાશમાં આરામથી બેઠી છે. આ સમસ્ત સંસારની ગૃહિણીની પાકશાળા ક્યાં છે? અનાજ ખાંડવાનું ઘર ક્યાં છે? અથવા ક્રિયા ઘરના

ભંડારમાં તેના વિચિત્ર આકારનાં વાસણ જુદાં જુદાં ગોઠવીને રાખેલાં છે ? ફુલ ફલ પાંદડાં એ તેની ગહનતાનું પરિણામ છે. તેનાં કાર્ય એજ તેની લીલા જણાય છે. તેની ગતિ જોઇને નૃત્યનો ભ્રમ ઉપજે છે અને તેની ચેષ્ટા ઉદાસીનતા સમાન જણાય છે. પ્રકૃતિયે ફરતાં ચક્રોની નીચે છુપાઇને અને સ્થિતિનેજ ગતિની ઉપર રાખીને સદાકાળથી પોતાને પ્રકાશમાન રાખી છે. તેણે અવિરામ કર્મના વેગથી પોતાને અસ્પષ્ટ બનાવી નથી અને અસંચિત કર્મોની હારમાળામાં પોતાને ઢાંકી દીધી નથી.

આ કર્મના ઉપાય અને અવકાશને, આ ( કર્મની ) ચંચલતાની ( અવકાશની ) ધ્રુવ—શાન્તિદ્વારા, મંડિત કરી રાખવાં, એ જ પ્રકૃતિની નિત્ય નવીનતાનું રહસ્ય છે. એ કેવલ નવીનતાજ નહીં પણ એનું બલ છે.

ભારતવર્ષે આ પ્રકૃતિના પ્રાતઃકાલીન અરુણવર્ણ આકાશમાંથી સુક્કાં અને ધૂળવાળાં મેદાનોમાંથી, ચમકતાં કિરણોની રેખાઓમાંથી, મંડિત વિરાટ્ મધ્યાહ્નમાંથી, અને તેની કસૌટીના જેવી અન્ધકારમય શાન્ત રાત્રિમાંથી આ ઉદાર શાન્તિ, આ વિશાલ નિઃસ્તબ્ધતા પોતાના હૃદયમાં પ્રાપ્ત કરી છે. ભારતવર્ષ કર્મનો દાસ નથી.

સર્વ જાતિયોનો સ્વાભાવિક આદર્શ એક નથી. આથી મારી માન્યતા મુજબ, ક્ષોભ થવો અથવા પસ્તાવું, એ નકામું અને મતલબ વિનાનું છે. ભારતવર્ષે મનુષ્યત્વનું ઉલ્લંઘન કરીને કર્મને મોટું રૂપ આપ્યું નથી. ફલ–કામના રહિત કર્મનો મહિમા વખાણીને તેણે વાસ્તવિક રીતે કર્મને સંયત કરી લીધો છે. ફલની કામના ન રાખવી એ કર્મરૂપી નાગના ઝેરી દાંત ઉખાડી લેવા બરાબર છે. આ ઉપાયથી મનુષ્ય, કર્મ ઉપર પણ પોતાને સચેત કરવાનો અવકાશ મેળવે છે. અર્થાત્ કર્મના નીશામાં પોતાની સ્થિતિ ભૂલી નથી જતો–વિચારી સમજીને ચાલે છે. આથીજ એ કહેવાનું છે કે–**આપણા દેશનું પરમ લક્ષ્ય 'હોવું' એજ છે; 'કરવું' એ કેવળ ઉપલક્ષ્ય છે.**

વિદેશો સાથે સંબંધ થવાથી ભારતવર્ષની આ પ્રાચીન નિઃસ્તબ્ધતા હલમલી ઉઠી છે. અર્થાત્ નિસ્તબ્ધ એકાગ્ર ભારતવર્ષ ચંચલ બની ગયો છે. મારી સમજ પ્રમાણે આથી આપણું બલ વધતું નથી. ઉલ્ટું આપણી શક્તિ ક્ષીણ થતી જાય છે. પરિણામે દિનદિને આપણી નિષ્ઠા અર્થાત્ શ્રદ્ધા વિચલિત બને છે. આપણાં ચારિત્રસંગઠન નથી થતાં. તે ત્રૂટતાં વિખરાતાં જાય છે. આપણાં ચિત્ત ચંચલ અને

ચેષ્ટાઓ પણ વ્યર્થ બને છે. પહેલાં ભારતવર્ષની કાર્ય પ્રણાલિ અન્યન્ત સહજ—સરલ, અત્યન્ત શાન્ત તથાપિ અત્યન્ત દૃઢ હતી. તેમાં કોઇ પ્રકારનો આડંબર કે દેખાવ નહતાં. તેમાં શક્તિનો, જરૂર વિનાનો અપવ્યય નહોતો. સતી સ્ત્રી અનાયાસેજ પતિની ચિતા પર ચઢી જતી હતી. સેનાનો સિપાહી ચણા ચાવીને સમયાનુસાર ઉત્સાહ પ્રદર્શિત કરતો, યુદ્ધભૂમિમાં જતો અને લડતો હતો. એ સમયે આચારની રક્ષા માટે સર્વ પ્રકારની અડચણો ઉઠાવવી, સમાજની રક્ષા માટે ભારેમાં ભારે દુ:ખ ભોગવવાં અને ધર્મની રક્ષા માટે પ્રાણ પણ આપવા એ સહજ હતું. નિઃસ્તબ્ધતા કે એકાગ્રતાની આ અદ્દભૂત શક્તિ આ સમયે પણ ભારતવર્ષમાં સંચિત છે, આપણે લોકો જ તેને જોઇ શકતા નથી.

આપણા ગણ્યાગાંઠયા શિક્ષાચંચલ નવ યુવકો આ સમયે પણ દરિદ્રતાના કઠિન બલને, મૌનના સ્થિર જોશને, નિષ્ઠાની કઠોર શાન્તિને અને વૈરાગ્ય અર્થાત્ અનાસક્તિની ઉદાર ગંભીરતાને મોજશોખ, અવિશ્વાસ, અનાચાર અને અન્ધ અનુકરણદ્વારા આ ભારતવર્ષમાંથી દૂર નથી કરી શકતા. આ મૃત્યુના ભયથી રહિત આત્મગત શક્તિએ સંયમ

વિશ્વાસ અને ધ્યાનદ્વારા ભારતવર્ષને તેના મ્હોંની કાન્તિમાં સુકુમારતા, અસ્થિમજ્જામાં કઠિનતા, લોકવ્યવહારમાં કોમલતા અને સ્વધર્મની રક્ષામાં દૃઢતા આપી છે. આ શાન્તિમયી વિશાલ શક્તિનો અનુભવ કરવો પડશે. એકાગ્રતાની આધારભૂત આ ભારે કઠિનતાને જાણવી પડશે. ભારતની અંદર ગુપ્ત રહેલી આ સ્થિર શક્તિ જ અનેક શતાબ્દિઓથી અનેક દુર્ગતિમાં આપણી રક્ષા કરતી આવી છે. યાદ રાખો. સમય આવ્યે પણ આ દીનહીન વેશવાળી, આભૂષણહીન, વાકયહીન, નિષ્ઠાપૂર્ણ શક્તિ જ જાગૃત થઇને આખા ભારતવર્ષ ઉપર પોતાની અભયદાયક મંગલમય બાંહ્યની છાંય કરશે. અંગ્રેજી કોટ, અંગ્રેજોની દૂકાનોના સામાન, અંગ્રેજી માસ્તરોની 'ગોટ પીટ' બોલીની પૂરેપૂરી નકલ, એ કાંઇ તે સમયે રહેશે નહીં—કાંઇ કામમાં આવશે નહીં. આજ આપણે જેના તરફ આંખો ઉઠાવીને પણ નહીં જોવા જેટલો અનાદર કરીએ છીએ, જેને આ સમયે આપણે જાણતા પિછાનતા પણ નથી; અંગ્રેજી શાળાઓના ઝરૂખાઓમાંથી જેની ઝલક સાજ શણગાર રહિત દેખાય છે કે આપણે તરતજ પાસું ફેરવીને મ્હોં મચકોડીએ છીએ તેજ સનાતન મહાન્ ભારતવર્ષ છે. તે આપણા વ્યા-

ખ્યાન દાતાઓની વિલાયતી પદ્ધતિયે તાલીઓ ઠોકવાના તાલ પ્રમાણે પ્રત્યેક સભામાં નાચતો ફરતો નથી. તે આપણાં નદીતટ ઉપર સખ્ત તડકામાં ભારે સુન્સાન મેદાનમાં કેવલ કૌપીન પહેરીને દર્ભના આસન ઉપર એકલો ચૂપચાપ બેઠો છે. તે પ્રબલ ભયંકર છે; દારુણ સહનશીલ છે. તેણે ઉપવાસ વ્રતનું સેવન કરવા માંડયું છે. તેનાં દુર્બલ હાડકાંઓની નસોમાં પ્રાચીન તપોવનના અમૃત, અશોક અને અભય હોમનો અગ્નિ હજી પણ પ્રદીપ્ત છે !

જો કદિ અન્ધકારમય વાવાઝોડું આવશે તો આજકાલનો આ ભારે આડમ્બર, ડોળદમામ, તાલીઓ વગાડવાનાં અને જૂઠી વાતો કહેવાનાં કામ કે જે આપણે પોતેજ ઉભાં કર્યાં છે અને સમસ્ત ભારતવર્ષમાં આપણે જેને એક માત્ર સત્ય અને મહાન્ સમજીએ છીએ, પરન્તુ યથાર્થ રીતે જોતાં જે ચંચલ અને ઉભરાયલા પશ્ચિમ સાગરનાં ઉંચે નીચે જતાં મોજાંઓ સમાન છે, તે અહીં તહીં ઉડી જશે—દેખાશે પણ નહીં. તે સમયે આપણે જોઇશું કે—આ અચલ શક્તિધારી સંન્યાસી (ભારતવર્ષ) ની તેજથી ભરપૂર આંખો તે દુર્દિનોમાં ચમકી રહેશે. તેની ભૂરી જટાઓ તે અંધિયારીમાં ફરફરી રહેશે. જ્યારે

અન્ધકારમય વાવાઝોડાના હાહાકારમાં અન્યન્ત શુદ્ધ ઉચ્ચારણુવાળી અંગ્રેજીની વક્તૃતાઓ શ્રવણે નહીં પડે, ત્યારે આ સંન્યાસીના વજ્રકઠિન જમણા હાથના લોઢાના કડાં સાથે વાગતા ચીપીઆનો ઝણકાર અંધકારમય વાવાઝોડાના શબ્દમાં સૌથી પહેલો સંભળાશે. તે સમયે આપણે આ સંગ–હીન એકાન્તવાસી ભારતવર્ષને પિછાનીશું અને માનીશું. તે સમયે નિઃસ્તબ્ધની આપણે ઉપેક્ષા કરીશું નહીં. મૌન ઉપર અવિશ્વાસ રાખીશું નહીં, જેઓ વિદેશની અનેક વિલાસસામગ્રીને તુચ્છ સમજીને તેઓ પ્રત્યે નજર પણ નહોતા કરતા તેઓને દરિદ્રી સમજીને તેમનો અનાદર કરીશું નહીં; આપણે હાથ જોડીને તેની સન્મુખ બેસીશું અને ચૂપકીદીથી તેનાં ચરણોની રજ શિરપર ધારણ કરી, સ્થિરભાવથી ઘેર આવી, વિચાર કરીશું.

આજ નવીન વર્ષમાં આ શૂન્ય મેદાનની વચમાં આપણે ભારતવર્ષનો એક વિશેષ ભાવ આપણા હૃદયમાં ગ્રહણ કરીશું. તે ભાવ બીજો કોઇ નહીં પણ ભારતવર્ષનું એકાકિત્વ અર્થાત્ એકલાપણું છે. આ એકલાપણાનો અધિકાર ઘણો મોટો અધિકાર છે. તેને પેદા કરવો જોઇએ.

તેને મેળવવો અને તેથી પણ વિશેષ, તેની રક્ષા કરવી એ કઠિન છે. આપણા પૂર્વજો આ એકલાપણું ભારતવર્ષને આપી ગયા છે. તે **મહાભારત** અને **રામાયણની** પેઠે આપણી જાતીય સમ્પત્તિ છે.

સર્વ દેશોમાં એ જોઇ શકાય છે કે—જ્યારે કોઇ અપરિચિત વિદેશી પ્રવાસી અપુર્વ પહેરવેશ સાથે ત્યાં આવે છે ત્યારે ત્યાંના લોકોને એવું કુતૂહલ ઉપજે છે કે તેઓ દિવાના જેવા બની જાય છે. તેને ઘેરી લઇને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછીને ઠઠ્ઠા મશ્કરી કરીને, શંકાઓ કરીને હેરાન કરી નાંખે છે. પરંતુ ભારતવાસી એવા અપરિચિત અજાણ્યા પ્રત્યે અત્યન્ત સહજ ભાવથી જુએ છે—ન તેને ધક્કા મારે છે કિંવા ન તેના ધક્કા ખાય છે. **ચીનાઇ** પ્રવાસીઓ ફાહિયાત અને હુએનસાંગ જેવી સહેલાઇથી, આત્મીય સ્વજનની પેઠે આખા **ભારતમાં** ભ્રમણ કરી ગયા છે તેવી રીતે તેઓ યૂરોપનો પ્રવાસ કદિ કરી શકત નહીં. ધર્મનો એક્કો બહાર દેખા દેતો નથી. જ્યાં ભાષા આકાર, પહેરવેશ, સૌ ભિન્ન છે ત્યાં કુતૂહલના નિષ્ઠુર આક્રમણથી પગે ચાલવાનું બચાવવું સર્વથા અસાધ્ય છે. પરંતુ **ભારતવર્ષની** વાત જુદીજ છે. તે એકલો અને પોતાના-

માંજ નિમગ્ન છે. તેણે પોતાના ઇલાજ લીધેલા છે અને એક પ્રકારની ચિરસ્થાયી નિર્જનતા ધારણ કરી છે; કારણ તેથી કોઇ એકદમ તેના શરીર ઉપર આવીને પડે નહીં. અપરિચિત વિદેશી લોકોને તેની પાસેથી જવા માટે પુષ્કળ જગ્યા મળે છે. જે લોકો હમેશાં ગીર્દી કરીને, એકઠા થઇને રસ્તો રોકીને બેસી રહે છે, તે લોકોને ધક્કા માર્યા વિના અથવા તેમના તરફથી ધક્કા ખાધા વિના નવા માણસોથી નીકળી જવું સંભવનીય નથી. નવાં માણસો જ્યારે એવી મંડળીમાં ભળે છે ત્યારે તેમને બધા પ્રશ્નોના જવાબ આપીને—બધી પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થવું પડે છે અને ત્યારે જ તે ક્યાંક એકાદ પગલું આગળ મૂકવાનો અવકાશ મેળવી શકે છે. પરંતુ ભારતવર્ષનો રહીશ જ્યાં જાય છે ત્યાં તે વિઘ્નોની રચના કરતો નથી—તે સ્થાનને માટે ખેંચતાણ કરતો નથી. તેના એકલાપણાને અને અવકાશને કોઇ છીનવી શકતું નથી. ચાહે ગ્રીક હો, અરેબીઅન હો અથવા ચાહે ચીનો હો—તે કોઇને, જંગલની પેઠે, રોકતો નથી. તે એક વૃક્ષની પેઠે પોતાની નીચે ચારે તરફ રોકાણ વિનાની જગ્યા રાખે છે. જો કોઇ તેની પાસે આવીને આશ્રય ગ્રહણ કરે છે તો તેને તે છાયા આપે છે અથવા

જો કોઈ પાસે આવીને ચાલ્યું જાય છે તો તેને તે કશું કહેતો નથી.

આ એકલાપણાનું મહત્વ જેના ચિત્તને પોતાની તરફ નથી ખેંચતું તે ભારતવર્ષને બરોબર રીતે ઓળખી શકતા નથી. કંઇ શતાબ્દિઓથી, પ્રબળ વિદેશીલોકો, ઉન્મત્ત વરાહની પેઠે પોતાના દાંતોથી ભારતવર્ષને એક ખૂણાથી બીજા ખૂણા સુધી ખોદતા ફરતા હતા તે સમયે પણ ભારતવર્ષ પોતાના બહુવ્યાપક એકાકિત્વથીજ સુરક્ષિત હતો—કોઇપણ તેના મર્મસ્થાન ઉપર આઘાત કરી શક્યું નહતું. આપણે ત્યાંના એ ભાવને યત્નોથી નષ્ટ કરવાની પ્રતિજ્ઞા કરવી વ્યર્થ છે, એવા યત્ન કરવાથી કાંઇ વિશેષ ફળ મળ્યાં નથી; અને ભવિષ્યમાં મળશે પણ નહીં—એટલે સુધી કે હું તો વેપાર વણજમાં પણ એક જગ્યાએ મોટી પુંજી એકઠી કરીને તેની દ્વારા નાની નાની શક્તિઓને બળપૂર્વક નિષ્ફળ કરવાનું કામ પણ સારૂં લેખતો નથી. ભારતવર્ષની હાથની શાળો, જે રોજગાર વિના ખાલી પડી ગઇ છે તેનું કારણ તેઓને એકત્ર નહીં કરવાના યત્નનું નથી, તેનાં ઓજારોની ઉન્નતિ નથી થઈ, એજ એનું કારણ છે. જો કારીગર સારો હોય અને જો પ્રત્યેક શાળથી કામ

કરી કમાઇ ખાય; સંતોષથી જીવન વીતાવે; તો સમાજમાં ખરેખર દરિદ્રતા અને ઇર્ષાનું ઝેર જામવા પામે નહીં અને માંચેસ્ટર પોતાનાં ભારે કળ–કારખાનાંઓથી તેમનાં મ્હોં-માંના રોટલા છીનવી શકે નહીં. ગરીબ લોકોને બહુજ સીધા સાદા અને સરળ બનાવીને તે સહુને કામ કરવા લાયક બનાવવા–પેટભર અન્ન માટે સૌને સુલભતા કરી આપવી, એ પૂર્વીય આદર્શ છે.

ગમે તો મનોરંજન હો, કે શિક્ષા હો અથવા ભલે કોઇ હિતકારી કામ હો તોપણ સર્વને એકદમ કષ્ટસાધ્ય બનાવી દેવાથી લાચાર બનીને સંપ્રદાય અથવા મંડળના હાથમાં પડવું પડે છે. એથી એવું બને છે કે–કામની તૈયારી અને જોશ એટલાં બધાં વધી જાય છે કે–મનુષ્ય તેનાથી ઢંકાઇ જાય છે–ઢીલો બની જાય છે. ચઢાઉપરી નિષ્ઠુર ધક્કાથી કામ કરનારા મજુરોની હાલત સંચાઓથી પણ ખરાબ બની જાય છે. આપણે ઉપર ઉપરથી સંસ્કૃતિનું ભારે આયોજન–ભારે ધામધૂમ–દેખીને આશ્ચર્યમાં ગર્ક થઈ જઇએ છીએ. તેની નીચે જે દારુણ નરમેધ યજ્ઞ રાતદિન કરવામાં આવતો રહે છે, તે ગુપ્ત રહી જાય છે. આપણે તેને જોવા પામત નથી;

પરન્તુ વિધાતાથી એ નરબલિ છુપાવી શકાતી નથી. વચ્ચે વચ્ચે સામાજિક ભૂ–કંપથી તેના પરિણામની ખબર મળતી રહે છે. યૂરોપમાં મોટાં સૈન્ય નાનાં સૈન્યને પીસી નાંખે છે; મોટા રૂપીઆ નાના રૂપીઆને ઉપવાસથી ક્ષીણ કરીને છેવટે ગોળીની પેઠે નિગાળી નાંખે છે.

કામના ઉદ્યોગને બેહદ વધારી દેવાથી, કામને ભારે બનાવવાથી, કામને કામથી દબાવી દેવાથી જે અશાન્તિ અને અસંતોષનું વિષ ઉત્પન્ન થાય છે તેની આલોચના હું અત્યારે કરવા માગતો નથી. હું આ સમયે એ વિચાર કરૂં છું કે–આ કાળા ધૂમાડાનો શ્વાસ લેનારાં દાનવ જેવાં કારખાનાંની અંદર, બહાર અને ચારે પાસ જે રીતે માણસોને દોડધામ કરીને–ફેરાહેરા કરવા પડે છે તેથી તેઓને એકાન્તમાં રહેવાનો સહજ અધિકાર નથી રહેતો. એકલાપણાની પ્રતિષ્ઠા નથી રહેતી, નથી રહેતો સ્થાનનો અવકાશ, નથી રહેતો સમયનો અવકાશ કે નથી રહેતો વિચાર કરવાનો અવકાશ. આ પ્રકારે તેમનાં મનનેજ તેમની પાસે રહેવાનો બિલકુલ અભ્યાસ નથી રહેતો. પરિણામ એ આવે છે કે–કામમાંથી પરવાર્યા કે તરતજ તેઓ દારૂ પીને મોજ અને ખેલ તમાશામાં મસ્ત બને છે અને જબરદસ્તીથી

એકલાપણાના હાથમાંથી છૂટકારો મેળવવાના યત્નો કરે છે. ચૂપચાપ રહેવાની, નિઃસ્તબ્ધ ભાવથી રહેવાની, આનન્દમાં રહેવાની શકિત એ પછી તેમને નથી મળતી.

જે લોકો મહેનત મજુરી કરે છે તેમની આ દશા છે. એ શિવાય જે લોકો ઉપભોગ કરનારા અમીર છે તે પણ ઉપભોગની નિત્ય નવી નવી ઉત્તેજનામાં ચકચૂર રહે છે. તેઓ મિજલસો, નાટકો, નાચ, ઘોડદોડ, શિકાર અને સફરની આંધીમાં સુકાં પાંદડાંની પેઠે ચકાવો લીધા કરે છે. હિંચકામાં બેઠેલો માણસ, તેના ચક્કરમાં પોતાને કિંવા સમસ્ત જગત્‌ને બરોબર જોવા નથી પામતો—તેને સહુ કાંઇ ઝાંખું જણાય છે. કદાચ થોડીક ક્ષણ માટે હિંચકો હાલતો થંભી જાય છે તોયે ઘડીભર પોતાને જોવાનો અને વિશાલ વિશ્વને મળવાનો લાભ તેને અસહ્ય લાગે છે. આ દશા યૂરોપના અમીરોની છે.

પરન્તુ ભારતવર્ષે ઉપભોગનું ઘણીપણું ભાઇબન્ધો અને પાડોશીઓમાં વહેંચીને હલકું બનાવી દીધું છે અને કામ-કાજની પેચવાળી ગુંચવણ ઉકેલી દઇને તેને માણસોમાં વહેંચી દીધી છે, અર્થાત્ જે જેને યોગ્ય હોય તેને તે કામ સોંપવામાં આવ્યું છે. એવું કરવાથી એમ બને છે કે—

ઉપભોગ, કામકાજ અને વિચાર કરતા રહેવાથી પણ પ્રત્યેકને મનુષ્યત્વની ચર્ચા કરવાનો યથેષ્ટ અવકાશ મળી શકે છે. અહીંના વેપારી પણ ધ્યાન આપીને કથા સાંભળે છે અને કામ કરતા રહે છે, અને કારીગર કે મહેનત મજુરી કરનારા પણ નિશ્ચિન્ત બનીને ભક્તિપૂર્વક રામાયણની ચોપાઇઓ ગાય છે. એ અવકાશની અધિકતા, ઘરને, મનને અને સમાજને પાપના ગંદા પાશમાંથી બચાવીને બહુજ નિર્મલ અને ઉજ્જવલ બનાવી દે છે અને મલિનતાના કિચ્ચડને પોતાના શરીરની આસપાસ જામવા—એકત્ર થવા દેતા નથી. બીજા દેશોમાં પરસ્પરની ખેંચતાણ અને રગડા ઝઘડાથી કામ ક્રોધ આદિ શત્રુઓનો જે દાવાનળ ભડકો લઇ ઉઠે છે, તે ભારતવર્ષમાં શાન્ત રહે છે—નથી બળી ઉઠતો.

**ભારતવર્ષના, આ એકલા રહીને કામ કરવાના વ્રતને જો આપણામાંથી દરેક જણ ગ્રહણ કરે તો તો એમાં કશો સન્દેહ નથી કે આ વખતનું નવું વર્ષ આશીર્વાદની વર્ષા અને કલ્યાણના શસ્ય (અન્ન) થી પરિપૂર્ણ બનશે.** આપણે મંડળો સ્થાપવાની, રૂપીઆ છીનવી લેવાની અને સંકલ્પને મહાન્ બનાવવાની અપેક્ષા

બહુ દિવસો સુધી ન કરીએ અને જે જ્યાં છે ત્યાં–આપણા ગામમાં, મહેલ્લામાં, મેદાનમાં, ઘરમાં–સ્થિર શાન્ત ચિત્તથી ધૈર્ય સાથે, સંતોષ સાથે પુણ્યકાર્ય–મંગલકાર્યના શ્રીગણેશ કરી દઇએ; આડમ્બરના અભાવથી ખિન્ન ન બનીને, દરિદ્ર આયોજનથી સંકોચ ન પામીને, દેશીભાવથી લજ્જિત ન બનીને, ઝુંપડીમાં રહીને, જમિન ઉપર બેસીને, ધોતીઆં પહેરીને સીધા સાદા સહજ ભાવથી કામ કરવામાં પ્રવૃત્ત બની જઇએ; ધર્મ સાથે કર્મને અને કર્મ સાથે શાન્તિને જોડી દઇએ; ચાતક પક્ષીની પેઠે વિદેશીઓની કરતાલિધ્વનિવર્ષાને માટે ઉંચે ગર્દન લાંબી કરીને તાકતા ન રહીએ; તોજ ભારતવર્ષમાં સત્ય બળને પ્રાપ્ત કરીને આપણે બળવન્ત બની શકીશું–આપણે યાદ રાખવું જોઇએ કે–આપણે બહારથી ધક્કા ખાઇ શકીએ છીએ, બળ નથી મેળવી શકતા. આપણા પોતાના બળ સિવાય બીજા પાસેથી બળ નથી મળી શકતું. **ભારતવર્ષ જે સ્થળે પોતાના બળથી બળવાન્ છે તે સ્થળને જો આપણે શોધી લઇએ અને એ સ્થળે સ્થિત પણ થઇ જઇએ, તો પલવારમાં આપણી સર્વ લજ્જા દૂર થઇ જશે.**

ભારતવર્ષનાં નાનાં, મોટાં, સ્ત્રી, પુરુષ સર્વને મર્યાદા

સોંપાઇ છે; અને એ મર્યાદા તેઓએ દુરાકાંક્ષાદ્વારા નથી મેળવી, વિદેશીઓ બહારથી એ મર્યાદાને જોઇ શકતા નથી. જે માણસે જે જાતનું કામ કરનારાં માત પિતાને ત્યાં જન્મ લીધો છે, જે કામ જેને માટે સહજ અને સુલભ છે, તેજ કામ કરવામાં તેનું ગૌરવ છે. તે કામ ન કરવામાંજ તેની મર્યાદા નહીં રહે. એ મર્યાદા જ મનુષ્યત્વને નિભાવી રાખવાનો એક માત્ર ઉપાય છે. અવસ્થાની વિષમતા (અર્થાત્ સૌની એકસરખી અવસ્થા ન હોવી તે) સદા પૃથ્વી ઉપર રહેશેજ; તેને કોઇ મટાડી શકનાર નથી. ઉંચી અવસ્થા ઘણાજ થોડા લોકોના નસિબમાં હોય છે. બાકીના સૌ લોકો જો એ થોડાકથી અસંતુષ્ટ રહે અને અમીર લોકોનાં ભાગ્ય સાથે પોતાનાં ભાગ્યનાં મિલન કરીને તેથી પોતાની બેઇજ્જતી સમજે તો તેઓ પોતાને ગરીબ સમજવાને લીધે વાસ્તવિક રીતે નાના બની જાય છે. એમાં શક નથી કે વિલાયતના મજુરો પ્રાણાર્પણથી કામ કરે છે; પરંતુ એ કાર્યથી તેઓને મર્યાદા નથી મળતી. તેઓ પોતાને હીન સમજવાથી ખરેખરી રીતેજ હીન બની જાય છે. આ પ્રકારે યૂરોપના પંદર આની માણસો દીનતા અને ઇર્ષામાં પડીને વ્યર્થ પ્રયત્નોમાં ડામાડોળ બની જાય

છે. કોઇ યુરોપિયન પ્રવાસી અહીં આવીને પોતાને ત્યાંના ગરીબો અને નીચા દરજ્જાના લોકોને હિસાબે અહીંના ગરીબ અને નીચા દરજ્જાના લોકોની અવસ્થાપર વિચાર કરે છે, તેનું કારણ એજ છે. તે વિચાર કરે છે કે—યૂરોપના ગરીબ અને નીચા દરજ્જાના લોકોને જેવાં દુઃખ અને અપમાન સહન કરવાં પડે છે, તેવાંજ દુઃખ અને અપમાન અહીંના ગરીબ અને નીચા દરજ્જાના લોકોને પણ ભોગવવા પડતાં હશે. પરંતુ અહીં બિલકુલ એવી વાત નથી. ભારતવર્ષમાં કર્મભેદ અને શ્રેણીભેદ સારી રીતે નિયમિત અને નિર્દિષ્ટ છે. એ કારણે અહીંના ઉંચા દરજ્જાના લોકો પોતાની સ્વતંત્રતાની રક્ષાને અર્થે નીચા દરજ્જાના લોકોને અપમાનિત કરીને તેઓને બહાર કાઢી મૂકતા નથી. બ્રાહ્મણનો છોકરો પણ વયોવૃદ્ધ ચમારને 'કાકા' કહે છે. સીમા રેખાની સહજ જ રક્ષા થાય છે. આથી આપણે ત્યાં નાના મોટામાં પરસ્પર જવું આવવું અને હૃદયથી હૃદયનો સંબંધ થવો એ મુસ્કેલી વિનાનુ થઇ પડે છે. આપણે ત્યાં મોટાના બેગાનાપણાનો ભાર, નાનાઓનાં હાડકાં પાંસળાંના ચૂરેચૂરા નથી કરતો. પૃથ્વીમાં જો નાનાપણું અને મોટાપણું એ બેની વિષમતા—એ આવશ્યક હોય અને જો સ્વભાવતઃ

સર્વત્ર સર્વ પ્રકારના નાનાઓની સંખ્યાજ અધિક અને મોટાઓની સંખ્યા ઓછી હોય તો સ્વીકારવું પડશે કે–સમાજના અધિકાંશ **નાના લોકોને ગેરઆબરૂની લજ્જાથી બચાવવાનો જે ઉપાય ભારતે શોધી કાઢયો છે તે જ વિશેષે કરીને શ્રેષ્ઠ છે.**

યૂરોપમાં આ પ્રકારની ગેરઆબરૂની અસર એટલી ફેલાઇ ગઇ છે કે–ત્યાંની કોઇક નવી સ્ત્રીઓ પોતે સ્ત્રી તરીકે સર્જાયલી હોવા માટે શરમાતી જણાય છે. ગર્ભ ધારણ કરવો અને પોતાના સ્વામી કે બાળબચ્ચાંની સેવા કરવી, એને પણ તે લજ્જાની–ગેરઆબરૂની બાબત સમજે છે. યૂરોપમાં એ ભાવને સ્થાનજ નથી મળતું કે મનુષ્ય મોટો છે. કોઇ ખાસ કામ મોટુંજ નથી. મનુષ્યત્વ નિભાવી રાખીને ગમે તે કામ કરવામાં આવે તેમાં અપમાન નથી. ગરીબી શરમની વાત નથી. સેવા કરવી એ લજ્જાની વાત નથી. પોતાને હાથે કામ કરવું એમાં શરમાવા જેવું હોતું નથી. પ્રત્યેક કામ આબરૂ સાથે માથું ઉંચું રાખીને કરી શકાય છે. યૂરોપમાં જેઓ અધિકારી હોય છે, તેઓ પણ અને જેઓ અધિકારી નથી હોતા તેઓ પણ, સર્વ શ્રેષ્ઠ બનવા માટે સમાજમાં અત્યન્ત અસફલતા, અપાર વ્યર્થ કામ અને

આત્માની હત્યા કરાવનારા અનેક ઉદ્યોગોની સૃષ્ટિ ઉત્પન્ન કરતા રહે છે, તેનું કારણ એજ છે. ઘરમાં સાવરણી ફેરવવી, પાણી ભરીને લાવવું, મસાલો ખાંડવો અને ઇષ્ટમિત્ર અભ્યાગત આદિ સર્વની સેવા અને સત્કાર કર્યા પછી છેવટે પોતે ભોજન કરવું—એ કામ યૂરોપની દૃષ્ટિમાં અત્યાચાર અને અપમાન સમાન છે. પરંતુ આપણી દૃષ્ટિમાં એ કામ ગૃહલક્ષ્મીઓ (સ્ત્રીઓ)ની ઉન્નતિ કરનારાં ગણાય છે. એ કામો કરવાથી તેઓ પુણ્યભાગિની થાય છે. તેમને સન્માન અને ગૌરવ મળે છે. સાંભળ્યું છે કે વિલાયતમાં જે સ્ત્રીઓ આ કામો કરે છે તેઓ નીચા દરજ્જાની ગણાઇને સ્ત્રી સમાજની દૃષ્ટિમાં હેય માનવામાં આવે છે. એનું કારણ એ છે કે—કામને નીચું સમજીને તે કરવા માટે લાચારી બતાવ્યાથી મનુષ્ય પોતે પોતાની દૃષ્ટિમાં નીચો બની જાય છે. આપણે ત્યાંની દેવીઓ જેટલા પ્રમાણમાં સેવાનાં કામોમાં પ્રવૃત્ત બને છે—તુચ્છ કામોને પુણ્ય કાર્ય સમજીને તે કરે છે—વિશેષતારહિત સ્વામીને દેવતા માનીને તેની ભક્તિ કરે છે, તેટલા પ્રમાણમાં તે શોભા, સુન્દરતા અને પવિત્રતાથી ઝલકી ઉઠે છે—તેમના પુન્ય તેજથી પરાસ્ત થઇને નીચતા કિંવા ગેરઆબરૂ તેઓની પાસે પણ આવતાં નથી.

યૂરોપ કહે છે કે સૌ મનુષ્યોને ગમે તેવા બનવાનો અધિકાર છે—એવીજ ધારણામાં મનુષ્ય જાતિનું ગૌરવ છે. પરન્તુ વાસ્તવમાં તો એ વાત નથી કે સૌને ગમે તેવા બનવાનો અધિકાર નથી. આ અત્યન્ત સત્ય સિદ્ધાન્તને નમ્રતા સાથે શરૂઆતથીજ માની લેવો, એ સારૂં છે. જો તે વિનયપૂર્વક માન્ય કરવામાં આવે તો પછી ગેરઆબરૂ જેવી કોઈ વાત જ ઉભી થતી નથી. આ બાબતમાં જરા વિશેષ ખુલાસો કરવો, એ ઠીક થઇ પડશે. **રામદાસના** ઘરમાં **શ્યામદાસનો** કશો અધિકાર નથી. એ વાત તદ્દન નિશ્ચિત છે. આ કારણે **રામદાસના** ઘરમાં હકૂમત ન ચલાવી શકવાથી **શ્યામદાસને** કોઇ પણ રીતે શરમાવા જેવું નથી; પરન્તુ **શ્યામદાસના** મગજમાં એવું દિવાનાપણું ભરાય કે—રામદાસના ઘરમાં હકૂમત ચલાવવી એ પોતાને માટે તે ઉચિત ગણે છે અને **રામદાસના** ઘરમાં હકૂમત ચલાવવાના નક્કામા પ્રયત્ન કરીને તે વારંવાર મુશ્કેલીમાં આવી પડે તો તેનાં દરરોજનાં અપમાન અને દુઃખની સીમા રહે નહી. આપણા દેશમાં આપણાં સ્થાનની નિયત સીમામાં, સૌ લોકો પોતાના નિશ્ચિત અધિકારની કીર્ત્તિ અને શાન્તિ પ્રાપ્ત કરે છે. આથી આપણે ત્યાં નાના, મોટા થવાનો અને

મોટા, નાના થવાનો અવસર મેળવે છે. એક બીજાને બહાર કાઢવાના યત્ન તેઓ કરતા નથી.

યૂરોપ કહે છે કે—સંતોષ જીતવાની ઇચ્છાનો આ અભાવ, જાતિના મૃત્યુનું કારણ બને છે. આના ઉત્તરમાં આપણું નિવેદન છે કે યૂરોપિયન સંસ્કૃતિના મૃત્યુનું કારણ એ અવશ્યમેવ હોઇ શકે છે પરંતુ આપણી સંસ્કૃતિ તો તેના પોતાના આધાર ઉપર જ ઉભી રહી છે. તે નિયમ તેને માટે હમેશાં ઘરમાં જે નિયમ હોય છે, તે નિયમ નથી. યૂરોપ કદિ કહે કે સર્વ સંસ્કૃતિઓ સમાન છે અને વિચિત્રતારહિત સંસ્કૃતિનો આદર્શ કેવલ યૂરોપમાં જ મળે તેમ છે, તો તેની આ શેખીના ડીંગ સાંભળતાં જ આપણાં ધન—રત્ન આદિ બહુમૂલ્ય સામગ્રીઓને તુટેલાં સૂપડાંમાંથી ઉડાવી લઇને ઘરની બહાર સડક ઉપર ફેંકી દેવાં ઉચિત નથી.

આપણે એમ માનીએ છીએ કે—સંતોષમાં દોષ છે. પણ શું અત્યંત આકાંક્ષા અથવા બેહદ્ હવ્વસમાં દોષ નથી ? કદિ જો એ સત્ય હોય કે અધિક સંતોષથી જડતા ઉત્પન્ન થતાં કામ કરવાની પ્રવૃત્તિમાં શિથિલતા આવે છે, તોપણ એ ભૂલવું ન જોઇએ કે—અત્યંત આકાંક્ષાનો જુસ્સો વધી જવાથી પણ અનેકાનેક અનાવશ્યક અને દારુણ

કામો થાય છે. અસંત સંતોષમાં જો રોગને લીધે મૃત્યુ થાય છે તો અત્યંત આકાંક્ષામાં આત્મઘાતિક મૃત્યુ થાય છે તો **એ વાત યાદ રાખવા યોગ્ય છે કે સંતોષ અને આકાંક્ષા બન્નેની માત્રા વધી જવી એ વિનાશનાં કારણ છે.**

આ કારણે એ આલોચના છોડીને સ્વીકારવું પડશે કે–સંતોષ, સંશય, શાન્તિ અને ક્ષમા–એ સહુ સર્વોચ્ચ સંસ્કૃતિનાં અંગ છે. તેમાં ચઢાઉપરી રૂપ ચકમક, પત્થરની અથડામણના શબ્દ અને ચિણગારીઓની વર્ષા નથી થતી. તેમાં હીરાની શીતલ શાન્ત જ્યોતિ છે. એ અથડાઅથડીના શબ્દ અને ચિણગારીઓને આ સ્થિર સત્ય જ્યોતિ કરતાં વિશેષતર કીંમતી સમજવી, એ તદ્દન જંગલીપણું છે. યૂરોપિયન સંસ્કૃતિના વિશ્વવિદ્યાલયમાંથી પણ જો આવું જંગલીપણું ઉત્પન્ન થતું હોય તોપણ તે જંગલીપણું જ છે. આપણી પ્રકૃતિના એકદમ એકાન્ત ખૂણામાં જ અમર ભારતવર્ષ વિરાજમાન છે. તેને આજ નવા વર્ષને દિવસે હું પ્રણામ કરી આવ્યો છું. મેં જોયું કે ફલલોલુપ કર્મની અનન્ત તાડનાથી તે મુક્ત બનીને શાન્તિના આસન ઉપર ધ્યાનમગ્ન અવસ્થામાં સ્થિત છે. તે અનન્ત અવિરામ

ભીડાભીડની ઘંટીમાં પડીને પીસાઇ રહ્યો નથી. તે પોતાના એકલાપણામાં જ મગ્ન છે. તે ચઢાઉપરીના ગાઢ ઘર્ષણ અથવા ઇર્ષાના અગ્નિથી દૂર રહીને પોતાની અચલ મર્યાદાના ચક્રમાં વિરાજમાન છે. આ કર્મવાસના, જન સમૂહની અથડાઅથડી અને એક બીજાથી આગળ વધી જવાના જુસ્સાથી અલગ રહીને જ ભારત વર્ષ બ્રહ્મના માર્ગમાં કર્મ, શોક અને મૃત્યુથી રહિત પરમ મુક્તિના માર્ગમાં–પહોંચ્યો છે. યૂરોપમાં જેને મુક્તિ (Freedom) કહેવામાં આવે છે તે મુક્તિ આપણી મુક્તિ આગળ તુચ્છ છે. તે મુક્તિ ચંચળ, દુર્બળ અને કાયર છે. તે સ્પર્દ્ધાપૂર્ણ અને નિષ્ઠુર છે. તે બીજાઓને માટે અન્ધ છે. તે ધર્મને પણ પોતાના સમાન નથી સમજતી. તે સત્યને પણ પોતાનો દાસ બનાવીને દૂષિત બનાવવા ચાહે છે. તે કેવળ બીજાઓ ઉપર ઝડપ લગાવતી રહે છે અને આ કારણે બીજાઓની ઝડપના ડરથી રાત દિવસ, હુકમોથી, ચપરાસીઓથી અનેને અસ્ત્રશસ્ત્રથી લાદેલી બેસી રહે છે. તે પોતાની રક્ષાને માટે, પોતાના પક્ષના અધિકાંશ લોકોને ગુલામીની બેડીમાં બાંધી રાખે છે. તે અસંખ્ય સેના, મનુષ્યત્વથી ભ્રષ્ટ ભયાનક યંત્ર શિવાય બીજું કશું નથી. એ દાનવી

**'ફ્રિડમ' કોઈ સમયે ભારતવર્ષની તપશ્ચર્યાનું પરમ લક્ષ્ય નહોતું.** તેનું કારણ એ છે કે-આપણા દેશના સર્વ લોકો વાસ્તવમાં અન્ય દેશવાળાઓને સ્વાધિન હતા. આ સમયે પણ-આધુનિક સમયના લોકમાં આપણને ધિક્કાર મળવા છતાં પણ, આ 'ફ્રિડમ' આપણા દેશના લોકોના યત્નોનું પરમ લક્ષ્ય કદી બનશે નહીં. એમ ન થતાં કોઇ પણ જાતની હાનિ થશે નહીં. એ મુક્તિથી પણ અયંત ઉન્નત, વિશાળ અને મહત્વમય ભારત વર્ષના ભારે તપનું સર્વસ્વ-જે મુક્તિ છે, તેને જો કદિ આપણે સમાજમાં ફરીથી આહ્વાન કરીએ, આપણા હૃદયમાંજ પ્રાપ્ત કરી લઇએ તો **ભારતવર્ષના ઉઘાડા પગની ધૂળથી પૃથ્વીના મોટા મોટા રાજમુકુટ પવિત્ર બનશે.**

હું નવા વર્ષના વિચારો અત્રેથીજ સમાપ્ત કરૂં છું. આજ પુરાતનમાં મેં પ્રવેશ કર્યો હતો; કેમ કે પુરાતનજ ચિર-નવીનતાનો અક્ષય ભંડાર છે. આજ વન-લક્ષ્મીએ નવપલ્લવરૂપ ઉત્સવ વસ્ત્ર ધારણ કર્યાં છે. પણ એ વસ્ત્ર આજનાં નથી. જે મહાકવિ મહર્ષીઓએ ત્રિષ્ટુપ્ છંદમાં તરુણી ઉષાની વન્દના કરી છે, તેઓએ પણ આ ચીકણાં મુલાયમ પીળાં-હરીઆળાં વસ્ત્રથી વનલક્ષ્મીને અકસ્માત્

સુસજ્જ જોઇ છે. ઉજ્જયિની પુરીના ઉદ્યાનમાં, મહા કવિ કાલિદાસની મોહિત દૃષ્ટિ સામે પણ એજ વાયૂ-કમ્પિત પુષ્પ-ગન્ધ-પૂર્ણ વન-લક્ષ્મીનાં નવ-વસ્ત્રાંચળ બાલ-સુર્યનાં કિરણોમાં ઝગમગી ઉડયાં હતાં. નવીનતામાં ચિર-પુરાતનનો અનુભવજ કરવાથી અલખ અનન્ત યુવાનીના સાગરમાં આપણાં જીર્ણજીવન સ્નાન કરી શકશે. આજ, આ નવા વર્ષને દિવસે, ભારતના કંઇ હઝારો પુરાણાં વર્ષોનો અનુભવ કરી શકવાથીજ આપણી દુર્બળતા, લજ્જા, લાંછના, અને વિટમ્બણાઓ દૂર થશે. બીજાઓ પાસેથી ઉધાર લઇને આ ફૂલ પાંદડાથી વૃક્ષને શોભાવવું, એ ઉચિત નથી. એ શોભા-એ નવીનતા આજ છે-કાલ જતી રહેશે. એ નવીનતાનાં અસ્થિરતા અને વિનાશને કોઇ રોકી શકશે નહીં. આપણે જંજાં સ્થળેથી નવીન બળ અને નવીન સુંદરતા ઉધાર લઇને આપણને પોતાને શણગારવા ચાહીએ છીએ પરંતુ એ ઘડી પછી, એજ નીચતાની માળાની પેઠે આપણા મસ્તકની હાંસી કરાવશે. ધીરે ધીરે તેમાંથી ફુલપાંખડીઓ તૂટી પડશે-કેવળ બંધનના દોરડા, આપણા ગળામાં, રહેશે. વિદેશનાં સાજ અને હાવભાવ આપણાં શરીર ઉપર દેખાતાંજ તે મલીન શોભાહીન બની જાય છે. વિદેશની શિક્ષા

અને રીતિનીતિ આપણા મનમાં પ્રવેશતાં જ નિર્જીવ અને નિષ્ફળ બની જાય છે. તેનાં કારણ કેવળ એજ છે કે–તેમની પાછળ બહુ દિવસોના ઇતિહાસ નથી. તે અસંલગ્ન અને અસંગત છે: તેમની જડ ઉખડી ગયલી છે.

આજ આ નવા વર્ષને દિવસે આપણે આપણા ભારતવર્ષની ચિરપુરાતન સામગ્રીથી આપણામાં નવીનતા પ્રાપ્ત કરીશું. સન્ધ્યા સમયે જ્યારે વિશ્રામનો ઘંટ વાગશે, ત્યારે પણ આ નવીનતા સુકી માળાની પેઠે જડ નહી બને. એ સમયે આપણે, આ અમ્લાન ગૌરવ–માલાને આપણા પુત્રોના કંઠમાં આશીર્વાદપૂર્વક પહેરાવીને, તેને નિર્ભય ચિત્ત અને સરલ સબળ હૃદયથી વિજયના માર્ગમાં મોકલીશું! નક્કી માનજો કે–જય થશે–ભારતવર્ષનો જ જય થશે. જે ભારત પ્રાચીન છે, જે ઢંકાઈ ગયો છે, જે વિરાટ્ છે, જે ઉદાર છે, જે ચૂપ છે તેજ ભારતનો જય થશે! અને આપણે, જેઓ અંગ્રેજી બોલીએ છીએ, અવિશ્વાસ કરીએ છીએ, અસત્ય બોલીએ છીએ, બડાશ મારીએ છીએ, તેઓ પ્રતિવર્ષ એ પ્રમાણે સમય સાગરમાં જેમ લહરીઓ ઉઠીને લીન થઇ જાય છે, તેમ લીન થઇ જઇશું; પરન્તુ તેથી નિઃસ્તબ્ધ ભારતવર્ષને કશી હાનિ થશે નહીં. તે

ભસ્માચ્છન્ન મૌની ભારત ચોરા ઉપર મૃગચર્મ બિછાવીને બેઠો છે. આપણે જ્યારે આપણા બધા શૉખ પૂરા કરીને— પુત્રપુત્રીઓને કોટ, કૉલર, ફ્રૉક પહેરાવીને—કૂચ કરીશું, તે સમયે પણ શાન્ત ચિત્તથી આપણાં પોતની પ્રતીક્ષા કરશે. તેની એ પ્રતીક્ષા વ્યર્થ બનશે નહીં, આપણે આ સન્યાસી તરફ હાથ જોડીને કહીશું: "પિતામહ, અમને મન્ત્ર આપો."

તે કહેશે: "ॐ इति ब्रह्म ॥"

તે કહેશે: "भूमैव सुखं नाल्पे सुखमस्ति ॥"

તે કહેશે: "आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन ॥"



( ૩ )

## ભારતવર્ષનો ઇતિહાસ.

હાલના સમયે **ભારતવર્ષ**નો જે ઇતિહાસ શીખવવામાં આવે છે—જે શીખીને વિદ્યાર્થીઓ પરીક્ષા આપે છે—તે ઇતિહાસ **ભારત**ની અર્ધી રાત્રિના અંધકારમાં દેખાયલાં દુઃસ્વપ્નની કહાણી માત્ર છે. કોણ જાણે કોણ ક્યાંથી આવ્યા, લડાઈ ચલાવી, મારામારી અને શોરબકોર મચાવ્યો; પિતા પુત્ર અને ભાઈ ભાઇમાં રાજગાદી માટે યુદ્ધ થયાં; એક દળ ગયું તો બીજું આવ્યું અને તે સિધાવ્યું તો ત્રીજુ પધાર્યું. **પઠાણ**, **મોગલ**, **પોર્તુગિઝ**, **વલંદાઓ**, **અંગ્રેજ** સર્વેએ મળીને એ ખરાબ સ્વપ્નોને ઉત્તરોત્તર જટિલ બનાવી મૂક્યાં હતાં.

પરન્તુ આ પ્રકારે રક્તરંજિત ચંચલ સ્વપ્નનો પડદો હ્ઠાવીને જોવાથી **ભારતવર્ષ**નું યથાર્થ રૂપ દેખાઇ આવતું નથી. આ પૃથ્વી ઉપર **ભારતવાસીઓ**નું સ્થાન ક્યાં છે,

એનો કાંઇ પણ ઉત્તર, ઉપર્યુક્ત ઇતિહાસ, દેતો નથી. તે વાંચવાથી તો એમ જણાય છે કે ભારતવાસીઓ ક્યાંયે નથી ! જો કાંઇ પણ હોય તો માત્ર ભારતમાં જે લોકોએ ખૂનામરકી, મારઝૂડ, લૂંટફાટ ચલાવી છે, તેઓનાં જ વર્ણનો છે. શું એ દુર્દિનોમાં એ મારામારી અને રક્તપાત શિવાય અન્ય કાંઈ નહોતું ? એવું બની શકે નહીં ! અંધકારના સમયમાં અંધકાર જ માત્ર એ સમયની મુખ્ય ઘટના હોય—એ વાત માની શકાતી નથી. એ દિવસોમાં—એ તમસમાં—એ ધૂલિધૂસરિત આકાશ નીચે ઘેરેઘેર જન્મ, મૃત્યુ અને સુખ દુઃખનાં કાર્ય ચાલુ હતાં. અંધકારને લીધે એ કામ ભલે જોઇ શકાય નહીં પરંતુ આપણને જાણવાની બાબત, તે છે. આ સમયે આપણને તે જાણવાની જરૂર છે; પરંતુ આપણે માટે જાણવાની મુખ્ય બાબત તે હોવા છતાં, વિદેશીઓને માટે એ અંધકારજ મુખ્ય બાબત છે. એ અંધકારની ધૂળ તેમની આંખોમાં એવી ભરાઇ ગઇ છે કે તેઓ અન્ય કાંઇ દેખી શકતા નથી; કારણ કે તેઓ આપણા ઘરની બહાર છે; અને તેથી આપણે લેખકોના લખેલા ભારત વર્ષના ઇતિહાસમાં—એ ધૂળ—એ અંધકારનાં વર્ણન જોઇએ છીએ. આપણાં ઘરનાં વર્ણન તેમાંથી મળતાં નથી. એ

ઇતિહાસના પઠનથી જ્ઞાત થાય છે કે—એ સમયે ભારત વર્ષ હતો જ નહીં—કેવળ મોગલ પઠાણોનાં ગર્જનાપૂર્ણ ટોળાં, સુક્કાં પાંદડાંની પેઠે, ઝંડા ઉડાવીને ઉત્તરથી દક્ષિણમાં અને પૂર્વથી પશ્ચિમમાં ઘૂમ્યા કરતાં હતાં.

પરંતુ ખરી વાર્તા એ છે કે—એ સમયે આપણો દેશ પણ હતો. જો નહોતો, તો એ ઉપદ્રવ—ઉત્પાતના અરસામાં પણ રણજિતસિંહ, રાણો પ્રતાપસિંહ, શિવાજી, કબીર, નાનક, ચૈતન્યદેવ, તુકારામ, રામદાસ, આદિ કયાંથી ઉત્પન્ન થયા? તુલસી, સૂર, ભૂષણ, આદિ કવિઓએ કયાંથી જન્મ લીધો? એ સમયે દિલ્હી કે આગ્રા જ માત્ર ન હતાં; કાશી, નવદ્વીપ, પંજાબ, રજપૂતાના અને મહારાષ્ટ્ર પ્રાંત પણ હતા. ઉપર્યુકત સુપુત્રોએ જ્યારે જન્મ ધારણ કર્યા ત્યારે આપણા ઘરમાં, અર્વાચીન ભારતવર્ષમાં જોશથી જીવનસ્રોત વહી રહ્યો હતો. એ સમયે આપણાં ઘરમાં, જે પ્રયાસોની લહરીઓ આવતી હતી, જે સામાજિક પરિવર્તન થઇ રહ્યાં હતાં, તેનાં વર્ણન, વિદેશીઓને હાથે લખાયલા ઇતિહાસમાં કયાંયે મળતાં નથી.

બધું આમ હોવા છતાં પણ, પાઠ્ય પુસ્તકોથી બહિર્ભૂત આ ભારતની સાથે આપણો ચિરસંબંધ છે; અને એ

સંબંધ સ્વાભાવિક હોવાથી સહજ તૂટે એવો નથી; આથી જ્યારે એ સંબંધના બહુવર્ષવ્યાપી ઐતિહાસિક સૂત્રનું શિક્ષણ મેળવવાનો સમય આપણને નથી મળતો ત્યારે હૃદય નિરાલમ્બ બની જાય છે; અને ડૂબતા મનુષ્યની પેઠે જે વસ્તુ સન્મુખે જુએ છે તેને પકડવાને દોડે છે. આપણે કાંઈ ભારતવર્ષનાં ઘાસતણખલાં નથી. સેંકડો શતાબ્દિઓથી આપણી જડની હજારો શાખાઓ ભારતવર્ષના મર્મસ્થાન ઉપર અધિકાર ચલાવી બેઠી છે. પરંતુ દુર્ભાગ્ય વશાત્ આપણને જે ઇતિહાસ ભણવો પડે છે તે કાંઇક જુદાજ પાઠ રજુ કરે છે. આપણાં બાળક ભારત સાથેના પોતાના એવા સંબંધની વાત પણ જાણવા પામતાં નથી. તેઓને લાગે છે કે—ભારત સાથે તેમને કાંઇ લાગતું વળગતું નથી; અન્ય દેશોમાંથી જ સહુ કોઇ આવેલા છે!

આપણે જ્યારે દેશ સાથે આપણા સંબંધને એવો સમજી લઇએ છીએ ત્યારે દેશ ઉપર મમતા કે અનુરાગ ક્યાંથી ઉપજે? આ દશામાં સ્વદેશને સ્થાને વિદેશને સ્થાપિત કરવામાં આપણને લેશ પણ સંકોચ થતો નથી. ભારતવર્ષની અપકીર્ત્તિ જોઇને આપણને મર્મવેદના અને અને લજ્જાનો અનુભવ પણ થઇ શકતો નથી. અંગ્રેજી

શિખેલા નવયુવકો અનાયાસે બોલી ઉઠે છે કે—"અમારા દેશમાં પહેલાં હતુંયે શું? અમને તો ખાવુંપીવું, ચાલવું હાલવું, રહેવુંકરવું બધું વિદેશીઓદ્વારા શીખવું પડે છે!"

• ભાગ્યશાળી દેશોના લોકો દેશના ઇતિહાસમાંથી પોતાના ચિરકાલીન દેશની સ્થિતિ જોઈ શકે છે—બાલ્યાવસ્થામાં ઇતિહાસ જ તેમને દેશ સાથેનો તેમનો ઘનિષ્ટ પરિચય કરાવે છે. પરંતુ આપણે ત્યાં એનાથી કાંઇક ઉલ્ટું જ છે. દેશના ઇતિહાસે જ આપણા દેશને છુપાવી રાખ્યો છે. મહમૂદના આક્રમણથી માંડીને લૉર્ડ કર્ઝનના સામ્રાજ્ય-ગર્વથી ભરેલા ઉદ્ગાર નીકળ્યા ત્યાં સુધીનો ભારતવર્ષનો જે કાંઇ ઇતિહાસ લખાયો છે, તે આપણે માટે વિચિત્ર અન્ધકારવાળા કુવા જેવો છે. દેશની સ્થિતિ જોવામાં તે આપણી પોતાની દષ્ટિવડે આપણને સહાય કરતો નથી; બલ્કે સ્વભાવતઃ જે કાંઇ આપણે દેખી શકીએ છીએ તેમાં અંતરાય નાંખે છે. તે એવે સ્થાને પોતાનો બનાવટી પ્રકાશ ફેંકે છે કે જ્યાંથી આપણો દેશ આપણને તિમિરમય જણાય છે. એ અન્ધકારમાં જાદુઇ ફાનસના ખેલની પેઠે, નવ્વાબોની વિલાસશાળાનાં ઝાડ, ફાનસના પ્રકાશમાં પ્રકટ થાય છે; અને એ પ્રકાશમાં નવ્વાબોની બેગમો અને નવ્વા-

ઓની પ્રિય પરદારાઓનાં જવાહિરજડિત આભૂષણો ઝગમગી ઉઠે છે. બાદશાહોના શરાબના પ્યાલા સાક્ષાત્ ઉન્મત્તતાનાં લાલ નેત્રોની પેઠે, દેખાય છે. એવા અન્ધકારમાં આપણાં બધાં પ્રાચીન દેવમન્દિર શિર ઝુકાવી દે છે અને બાદશાહોની પ્રણયિનિયોનાં શ્વેત સંગેમરમરનાં, વૈભવપૂર્ણ સમાધિમંદિરોનાં શિખરો આકાશને ચુમ્બવા માટે તૈયાર થઈ રહે છે. એ અન્ધકારમાં ઘોડાની ખરીઓના ધ્વનિ, હાથીઓના ચિત્કાર, હથિયારોનો ઝણઝણાટ, ઘણે દૂર ફેલાયલી છાવણીમાં લ્હેર મારતી સેનાઓના કોલાહલ, કિનખાબનાં બિછાનાં, મસ્જીદોના મિનારાઓ અને પહેરેગીરોથી સુરક્ષિત મહેલોનાં અંતઃપુરનાં રહસ્યનિકેત અથવા રંગભવનનાં છિદ્ર—એ સર્વ વાતો, વિચિત્ર શબ્દ, વર્ણ અને ભાવદ્વારા જે ભારે ઇન્દ્રજાલ બિછાવે છે, તેને લગતી બાબતોવાળો ભારતવર્ષનો ઇતિહાસ કહેવાથી શો લાભ? ઇન્દ્રજાલમય નવલકથાથી ભારતવર્ષના પુણ્યમન્ત્રમય પુસ્તકને વિચિત્ર અલિફલૈલાની કહાણીઓથી લપેટવાની શી જરૂર? આ સમયે એ પુણ્ય—મન્ત્રમય પુસ્તકને કોઇ ખોલતું નથી. શિક્ષાર્થી બાળક એ અલિફલૈલાના કિસ્સાઓને કંઠસ્થ કરી લે છે!

જ્યારે પ્રલયરાત્રિમાં મોગલ સામ્રાજ્ય રણુશય્યાપર પડયું હતું, ત્યારે સ્મશાન ભૂમિમાં દૂરથી આવેલાં ગિધડાંએ પરસ્પર ચાતુરી અને પ્રવચંનાની ચલાવેલી ઝડપનું વર્ણન પણ ભારતના ઇતિહાસમાં છે ! તેને પણ ઇતિહાસ માની શકાતો નથી. એ પછી, અંગ્રેજોનો શાસનકાલ શરૂ થાય છે. એ પાંચ પાંચ વર્ષના પ્રત્યેક વાઇસરોયનાં શાસન, રમવા ઢાળેલી શેતરંજ સમાન વિચિત્ર છે. શેતરંજમાં અને તે ઇતિહાસમાં અંતર માત્ર એજ છે કે શેતરંજનાં ખાનાં અડધાં કાળાં અને અડધાં સફેદ હોય છે, જ્યારે આમાં સોળે આની સફેદ રંગ છે! તેમાં આપણા શિક્ષિત બંધુઓ, પેટનું અન્ન બીજાઓને આપીને તેના બદલાનાં સુશાસન, સુવિચાર, સુશિક્ષા આદિ સર્વ કાંઇ એક મોટી ભારે "વ્હાઇટવે લેડલૉ" કંપનીના કારખાનામાંથી ખરીદ કરી લે છે. બીજી બધી દૂકાનો અને બઝાર બન્ધ છે. એ કારખાનાંની બધી વસ્તુઓ "સુ" હોઇ શકે છે; પરંતુ તે દ્વારા પ્રકાશિત અને પ્રચારિત ભારતવર્ષનો ઇતિહાસ આપણને કાંઇ કામનો નથી.

સર્વ દેશોના ઇતિહાસ એકજ ઢંગના હોવા જોઇએ—એ કુસંસ્કાર છે. એ કુસંસ્કારને છોડયા વિના કામ ચાલી

શકતું નથી. જે મનુષ્ય "રોથચાઇલ્ડ" નું જીવનચરિત્ર શીખી ગયો છે, તે ઇસુના જીવનનો અભ્યાસ કરતી વખતે ઇસુના હિસાબ કિતાબનાં ખાતાં અને ઓફિસની નિત્યનોંધ ગેપ કરી શકે છે; અને જો ઇસુના જીવનમાં તેના હિસાબ કિતાબનાં ખાતાં તથા ડાયરી તેને મળે નહીં તો તેને ઇસુ પ્રતિ અશ્રદ્ધા ઉપજે છે. તે કહે છે કે જેની પાસે એક પૈસો પણ નહોતો તેનું જીવન કેવું? આવીજ રીતે ભારત વર્ષના રાષ્ટ્રીય ઇતિહાસરૂપ દફ્તરમાંથી તેના રાજાઓની વંશમાલા અને જયપરાજયના કાગળપત્ર ન મેળવવાને લીધે જે લોકો નિરાશ થઇ જાય છે અને કહેવા લાગે છે કે– "જ્યાં રાજનીતિ નહી ત્યાં ઇતિહાસની શી તકરાર?" તેઓ ખરી રીતે જોતાં, ધાનના ખેતરમાં રીંગણાં શોધવા જાય છે અને ત્યાં રીંગણાં ન મળવાથી ધાનની ગણત્રી અન્નમાં પણ નથી કરતા! સર્વ ક્ષેત્રોમાં એકજ વસ્તુ હોતી નથી, એ સમજીને જે લોકો સ્થાનાનુસાર ઉપયુક્ત ક્ષેત્રમાંથી ઉપયુક્ત અન્નની આશા રાખે છે, તેઓ જ સમજુ ગણાય છે.

ઇસુના જીવનમાં હિસાબનું સરવાયું શોધવા જવાથી તેના પ્રત્યે અશ્રદ્ધા ઉપજે છે, પરંતુ એના ચરિત્રના બીજા

અંશો ઉપર દૃષ્ટિ નાંખવાથી હિસાબનું સરવાયું ભૂલી જવામાં આવે છે. આવી રીતે રાષ્ટ્રીય મામલામાં ભારત વર્ષને અન્ય દેશો કરતાં હીન સમજી લેવાથી પણ અન્ય દિશામાં દૃષ્ટિ નાંખતાં એ હીનતા જરા પણ ખટકતી નથી. એ દિશામાંથી—અર્થાત્ આપણા ગૃહની દિશામાંથી ભારત વર્ષને જોવાથી આપણે બાળપણથી જ તેને ન્હાનો સમજીએ છીએ અને આપણે પોતે પણ તેવા જ બનીએ છીએ. અંગ્રેજ બાળક જાણે છે કે—તેના પૂર્વજોએ અનેક યુદ્ધોમાં જય-લક્ષ્મી પ્રાપ્ત કરી છે; અનેક દેશોનો કબજો મેળવ્યો છે તથા ત્યાં વેપાર વણજ ફેલાવ્યો છે; આથી 'તે પોતે પણ પોતાને રણગૌરવ, ધનગૌરવ અને રાજ્યગૌરવને યોગ્ય બનાવવા ઇચ્છે છે; અને આપણે શું જાણીએ છીએ? આપણે જાણીએ છીએ કે—આપણા બાપદાદા બિલકુલ અસભ્ય; કાયર અને મૂર્ખ હતા! તેઓએ ન કદી કોઇ યુદ્ધમાં વિજય-વૈજયન્તી ઉડાવી હતી કિંવા ન કોઇ દેશ ઉપર અધિકાર જમાવ્યો હતો અથવા તો ન પોતાની કે પોતાના દેશની ઉન્નતિ કરી હતી! આપણને એ સર્વ બાબતો બતાવવા માટે જ ભારતવર્ષનો ઇતિહાસ હોવો જોઇએ. આપણા બાપદાદાએ શું કર્યું એ તો આપણે

જાણતા નથી ! પછી આપણે શું કરવું ? બીજાઓની આપણે, એ પછી, નકલ કરીએ તેમાં શું આશ્ચર્ય ?

આ સંબંધમાં આપણે દોષ કોને દેવાનો છે ? બાળ પણથી આપણે જે પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કરીએ છીએ, તેનાથી, શિક્ષણના પ્રથમ જ દિનથી, દેશની સાથે આપણો જે હાર્દિક સંબંધ છે તે વિચ્છિન્ન થતો જાય છે. પરિણામ એ આવે છે કે– ધીમે ધીમે આપણે દેશના વિદ્રોહી અને વિરોધી બનતા જઇએ છીએ.

આપણા દેશના સુશિક્ષિત કહેવરાવનારા ઉપાધિકારી લોકો પણ અણુસમજુઓની પેઠે બીજાઓના સ્વરમાં સ્વર મેળવીને વારંવાર કહે છે કે–" દેશ તમે કોને કહો છો ? આપણા દેશમાં આ 'સ્વદેશ'ની વિશેષતા ક્યારે હતી ? આ સમયે પણ ક્યાં છે ?" આ બાબત એટલી તો સૂક્ષ્મ કિંવા એટલી તો મ્હોટી છે કે, કેવળ યુકિત અને અલ્પ તર્કથી સમજી કે સમજાવી શકાય નહીં. ગમે તો અંગ્રેજ કે ફ્રેંચ હો; કોઇ પણ દેશનો રહીશ આ પ્રશ્નોના ઉત્તર બે ચાર વાતોમાં આપી શકે નહીં. તે બતાવી શકે નહીં કે તેનો સ્વદેશીય ભાવ શું છે અને તેના

દેશનાં મૂળ મર્મસ્થાન ક્યાં છે ? એ બાબત દેહસ્થિત પ્રાણની પેઠે સંજ્ઞા અને ધારણાથી ઉલટી છે. આ દેશી ભાવ, એક પ્રશ્નના ઉત્તરમાં બે ચાર વાત સાંભળવાથી સમજી શકાય એવો નથી. ભારતમાં ભાષણો શ્રવણ કરીને પણ કોઇ દેશી ભાવને ગ્રહણ કરી શકાતો નથી. એ તો બાળપણથી આપણા જ્ઞાનની અંદર, પ્રેમની અંદર, આપણી કલ્પનાઓની અંદર અનેક અલક્ષ્ય માર્ગોથી અનેક આકાર ધારણ કરીને પ્રવેશે છે. આ દેશી ભાવનો નિયમ એ છે કે–તે આ પ્રકારે જ્ઞાન, પ્રેમ અને કલ્પનામાં પ્રવેશ કરીને પોતાની વિચિત્ર જાદૂભરી શકિતથી ચૂપચાપ હૃદય સંગઠન કરે છે—અતીત સાથે વર્ત્તમાનનો વિચ્છેદ થવા દેતો નથી. તેની કૃપાથી આપણે હાલ પણ મહાન છીએ. આપણે હાલ પણ મૃત નથી, જીવિત છીએ. આ વિચિત્ર ઉદ્યમમયી ગુપ્ત પુરાતન શકિતને આપણે સંશયપૂર્ણ જીજ્ઞાસુ સમક્ષ કઇ સંજ્ઞાદ્વારા, અથવા બે ચાર વાતોથી કેવી રીતે ઝાહેર કરી શકીએ ?

ભારતવર્ષની પ્રધાન સાર્થકતા કિંવા તેનો દેશીભાવ એ શું છે ?—આ પ્રશ્નનો જે સ્પષ્ટ ઉત્તર આપી શકાય છે, તેનું સમર્થન ભારતવર્ષનો સત્ય ઇતિહાસ જ કરશે. પહે-

લેથી જ ભારતની એ ચેષ્ટા જોઈ શકાય છે કે—તે અનેક-તામાં એકતા સ્થાપિત કરવા મથે છે. તે અનેક માર્ગોને એક જ લક્ષ્યાભિમુખ કરવા ચાહે છે. અનેકની વચ્ચમાંથી કોઇક એકને નિઃસંશયરૂપથી—અનન્તરરૂપથી ઉપલબ્ધ કર-વાની તે ઇચ્છા ધરાવે છે. તેના સિદ્ધાન્ત અને ઉદ્દેશ એજ છે કે—બહાર જે વિભિન્નતા દૃષ્ટિયે ચઢે છે તેનો નાશ કરીને, તેની અંદર જે નિગૂઢ સંયોગ દેખાય છે, તેને પ્રાપ્ત કરવો જોઇએ.

એકને પ્રત્યક્ષ કરી, ઐક્યવિસ્તાર કરવો, એ યત્ન ભારતવર્ષ માટે તેમજ બીજાઓ માટે પણ અત્યન્ત સ્વા-ભાવિક છે. ભારતના એ સ્વભાવે, ભારતને રાષ્ટ્રગૌરવ પ્રત્યે હમેશાં ઉદાસીન બનાવી દીધો છે. રાષ્ટ્રગૌરવનું મૂલ, વિરોધનો ભાવ છે. જે લોકો ખરાબને ખરાબ સમજી શકતા નથી, તેઓ રાષ્ટ્રીયગૌરવની પ્રાપ્તિને પોતાના જીવનનું અંતિમ લક્ષ્ય કદિ માની શકે નહીં. બીજાઓની વિરૂદ્ધ પોતાને પ્રતિ-ષ્ઠિત કરવાના યત્ન એજ રાજનૈતિક ઉન્નતિનું મૂલ છે. એજ પ્રકારે અન્યની સાથે પોતાનાં સંબંધબંધન તથા પોતાની અંદરના વિચિત્ર વિભાગો અને વિરોધોમાં સામંજસ્ય સ્થા-પવાના પ્રયત્ન એજ ધર્મનીતિનું અને સમાજઉન્નતિનું મૂલ

છે. લોકો યૂરોપના ઐક્યની પ્રશંસા કરે છે. પરંતુ તેઓ નથી જાણતા કે કે–યૂરોપની સંસ્કૃતિએ જે એકને પસંદ કર્યું તે વિરોધ–મૂલક છે અને ભારતવર્ષની સંસ્કૃતિએ જે એકને પસંદ કર્યું છે, તે મિલન–મૂલક છે. યૂરોપના રાજનૈતિક એકત્વમાં વિરોધની ફાંસ દેખાય છે. એ ફાંસ યૂરોપને બીજાઓની વિરૂદ્ધ ઉભું કરી શકે છે; પરંતુ તેની અંદર સામંજસ્ય ઉત્પન્ન કરી શકતી નથી. મત–ભિખારિણી રમણીઓના ઉપદ્રવ અને આયર્લાંડના સ્વરાજ્ય વિરૂદ્ધની ઘટનાઓપર વિચાર પૂર્વક ધ્યાન આપવાથી આ વસ્તુસ્થિતિ સારી રીતે સમજી શકાય છે. રાજનૈતિક એકત્વમાં વિરોધ અસ્તિત્વ ધરાવતો હોવાથી રાજનીતિશાસ્ત્રના પ્રેમી યૂરોપમાં, વ્યક્તિ–વ્યક્તિમાં, રાજા પ્રજામાં, ધનીન–નિર્ધનમાં વિચ્છેદ અને વિરોધનો ભાવ પ્રબળરૂપથી વ્યાપી રહે છે. એ સમજવું બિલકુલ ભૂલ ભરેલું છે કે–એ સહુએ મળીને પોતપોતાના નિર્દિષ્ટ અધિકારદ્વારા સમસ્ત સમાજને સંયુક્ત કરી રાખ્યો છે. એ સહુ એક બીજાની પ્રતિકૂલ આચરણ કરવામાં જરાકે સંકોચ રાખતાં નથી ત્યાં પ્રત્યેક પક્ષ કે સેનાના હરઘડી એ જ યત્નો હોય છે–અન્ય પક્ષ કે સેનાનાં બળ કેવી રીતે ન વધી જાય?

પરન્તુ જ્યાં સૌ કોઇ મળીને માંહોમાંહે ધુક્કામુકી કરે

છે, ત્યાં બળનું એકત્રપણું થઇ શકતું નથી. ધીરે ધીરે યોગ્યતાની અપેક્ષાએ જનસંખ્યાનાં મહત્ત્વ અવશ્ય વધી જાય છે. તે વખતે ગુણને બદલે ઉદ્યમને શ્રેષ્ઠતા મળે છે અને વેપારી સૌદાગરોની સંપત્તિ કે રૂપિયા, ગૃહસ્થોના ધનભંડારને પોતાની તરફ ખેંચી જાય છે. આ પ્રકારે સમાજનું બલિષ્ઠપણું નષ્ટ બની જાય છે. એ સમયે સમાજના સૌ વિસદૃશ વિરોધી અંગો, પક્ષો અને સેનાઓને, જેમ તેમ જોડીતોડીને પણ, ઉભા રાખવાને માટે સરકાર કાયદાઓ ઉપર કાયદાઓ ઘડે છે. એ પરિણામ રાજનીતિ પ્રેમનું અવશ્યંભાવી ફળ છે. કેટલાક દિનોથી અહીં પણ યૂરોપની દેખાદેખીથી રાજનીતિ પ્રેમ વધી જવાથી હિંદુ મુસલમાનોમાં ઘણોયે સંપ રહે એવું ઇચ્છવા છતાં પણ, તેઓમાં પરસ્પર વિરોધ જ વધ્યો જાય છે કારણ કે વિરોધ, એ જેનું બીજ છે અને વિરોધ એજ જેનું ખાદ્ય છે તેનું ફલ પણ, વિરોધ શિવાય, સંપ કદિ હોઇ શકે નહીં. એ રાજનીતિ પ્રેમની વચમાં જે પરિપુષ્ટ પલ્લવિત વ્યાપાર દેખાય છે, એ આ વિરોધ-ફલનું બળવાન્ વૃક્ષ છે. પરંતુ ભારતે વિસદૃશને પણ સંબંધનાં બંધનમાં બાંધવાના-પોતાનામાં સંયુકતપણું થાય તેમ કરવાના પ્રયત્ન કર્યા છે. સૌ એક થઇ જાય, એવો એક કાનૂન ઘડવામાં આવ્યાથી

સૌ એક થઇ શકતા નથી. જેઓ એક થઇ શકે નહીં, તેઓમાં સંબંધ સ્થાપિત કરવાનો એક માત્ર ઉપાય એ છે કે–તેમને તેમના ભિન્ન ભિન્ન અધિકારોમાં અલગ અલગ સ્થાપિત કરવામાં આવે. જેઓ અલગ જ છે, તેઓને બલપૂર્વક એક બનાવવાથી કોઇને કોઈવાર તેઓ અવશ્ય વિચ્છિન્ન બની જાય છે. એ વિચ્છેદને સમયે ઘણો અનર્થ –ઘોર અનિષ્ટ–ઉપજવા પામે છે. આપણો ભારત, મેળ કરવાના અર્થાત્ એક કરવાના એ નિયમને અથવા તો લક્ષ્યને સારી પેઠે જાણતો હતો. ફ્રાંસના વિદ્રોહે બાહુબલથી રક્તપાતદ્વારા મનુષ્યોના આખા અલગપણાને અથવા તો વિસદ્દશતાને દૂર કરવાના યત્ન કર્યાં હતા પણ સ્થિતિ ઉલ્ટી જ જણાઇ. યૂરોપમાં રાજશકિત અને પ્રજાશકિત, ધનશકિત અને જનશકિત, ક્રમશઃ પ્રબલરૂપથી એક બીજાની વિરૂદ્ધ રહેતી જાય છે. ભારતનું લક્ષ્ય હતું, સૌને એક સૂત્રમાં બાંધવાનું. એનો ઉપાય પણ તેણે કાઢયો હતો જૂદોજ. ભારતે સમાજની પરસ્પર પ્રતિયોગિની અથવા વિરોધિની શકિતઓને સીમાબદ્ધ અથવા વિભકત કરીને સમાજ કલેવરને અખંડ અર્થાત્ સર્વ શકિતમાન્ બનાવી દીધું હતું. તેણે પોતાના અધિકારનું ક્રમશઃ ઉલ્લંઘન

કરવાના યત્ન કરીને વિરોધ–વિશૃંખલાને ઉપસ્થિત થવાનો અવસર આપ્યો ન હતો. તેણે પરસ્પર ચઢ ઉતરના માર્ગમાં જ સમાજની બધી શકિતઓને એકત્ર કરીને અને તેને લ્હડાવીને ધર્મ કર્મ ગૃહસ્થાશ્રમને આવર્ત્તિત, આન્દોલિત, કલુષિત અને ઉદ્‌ભ્રાન્ત બનાવવાની સ્વતન્ત્રતા કદિ કોઇને આપી ન હતી. ઐકય નિર્ણય, મિલન–સાધન, અને શાન્તિ તથા સ્થિતિમાં જ પરિપૂર્ણ પરિણતિ ( ઉન્નતિ ) અને મુકિતને અવકાશ આપવો, એ જ ભારતવર્ષનું લક્ષ્ય હતું.

વિધાતા ભારતવર્ષમાં વિવિધ પ્રકારની વિભિન્ન અને વિચિત્ર જાતિઓને ખેંચી લાવ્યો છે. એથી કશી હાનિ નથી. ભારતવર્ષનો આર્ય જાતિએ ખરાબને પણ પોતાનું બનાવી લેવાની શક્તિ પ્રાપ્ત કરી છે. એ શકિતની ચર્ચા અથવા તેનો પ્રયોગ કરવાનો અવસર પણ તેને પ્રાચીનકાલથી પ્રાપ્ત છે. ઐકય–મૂલક સંસ્કૃતિને મનુષ્ય જાતની ખરી સંસ્કૃતિ કહેવી જોઇએ. તેનાં મૂળ વિચિત્ર ઉપકરણો દ્વારા, લાંબા કાળથી, ભારતવર્ષજ નાંખતું આવ્યું છે. ખરાબ કહીને તેણે કોઇને પોતાનાથી દૂર નથી કર્યું; અનાર્ય કહીને તેણે કોઇને પોતાના ઘરમાંથી બહાર નથી કાઢયું; અસંગત કહીને તેણે કોઇની હાંસી કરી નથી. ભારતે સર્વ કાંઇ ગ્રહણ કર્યું છે. સર્વનો

સ્વીકાર કર્યો છે. એટલું બધું ગ્રહણ કરીને પણ ભારતવર્ષ એ નથી ભૂલ્યો કે—આત્મરક્ષા માટે એ સમૂહમાં, હરકોઇને પોતાના અધિકાર, પોતાની વ્યવસ્થા, પોતાની શૃંખલા સ્થાપિત કરવાની આવશ્યકતા છે. લડાઇના મેદાનમાં પશુઓને જેમ તજી દેવામાં આવે છે, તેમ આ સૌને પોત પોતાનું ફોડી લેવાને છોડી દીધાથી કામ આવી શકશે નહીં એમ જોઇને તેણે આ સૌને નિયમ–નિર્માણ દ્વારા અલગ અલગ રાખીને એકજ મૂલભાવમાં બાંધી રાખવા–મેળવી રાખવાનું આવશ્યક લેખ્યું છે. **સામગ્રી ગમે ત્યાંની હોઃ આ શૃંખલા, આ વ્યવસ્થા ભારતવર્ષની છે.**

યૂરોપ બરાબરને દૂર કરીને પોતાના સમાજને અલગ રાખવા માગે છે. અમેરિકા, ઓસ્ટ્રેલિયા, ન્યૂઝીલેંડ અને કેપ કૉલોનીમાં આજ સુધી આપણે આ બિનાનો પરિચય મેળવી ચૂકયા છીએ. યૂરોપની આ લાલસાનું કારણ પણ છે. તે એ કે—તેની પોતાની સમાજમાં એક સુવિહિત શૃંખલા નથી. તે પોતાના ભિન્ન ભિન્ન સંપ્રદાયોને સમાજમાં યથોચિત સ્થાન આપી શકતો નથી. એના સમાજનાં જે અંગ છે તેમાંથી અનેક એવાં છે કે જે સમાજને ભારરૂપ થઇ પડે છે. આવી અવસ્થામાં બહારના લોકોને પોતાના સમાજમાં તે કઇ

જગ્યાએ સ્થાન આપી શકે? જ્યાં ઘરના લોક ભાગ વહેંચવા માટે ધાંધલ મચાવી રહ્યા હોય ત્યાં બહારના લોકોને જગ્યા કયાં મળી શકે? જે સમાજમાં શૃંખલા છે, ઐક્યનું વિધાન છે, સહુને માટે અલગ અલગ સ્થાન અને અધિકાર છે, તે સમાજ સહજમાં બીજાને પોતાનાં બનાવી શકે છે. અથવા તો બીજાંને મારી કાપીને નસાડીને પોતાનાં સમાજ અને સંસ્કૃતિની રક્ષા કરી શકે છે. અથવા બીજાંઓને પોતાના નિયમોથી સંયત બનાવીને સુવિહિત શૃંખલામાં તેમને માટે સ્થાન બનાવી શકે છે. યૂરોપે આમાંથી પહેલી પ્રણાલિ પસંદ કરીને સમસ્ત સંસાર સાથે વિરોધનાં દ્વાર ખુલ્લાં રાખ્યા છે; પરંતુ ભારતવર્ષે બીજી રીતિ પસંદ કરીને ક્રમશઃ સહુને પોતાનાં કરી લેવાના યત્નો કર્યા છે. જો શાન્તિ ધર્મપર શ્રદ્ધા હોય, જો ધર્મને માનુષી સંસ્કૃતિનો મુખ્ય આદર્શ માનવામાં આવતો હોય; તો **ભારતની જ રીતિ શ્રેષ્ઠ અને સુંદર કહી શકાય છે.**

પરાયાંને પોતાનાં કરી લેવામાં પ્રતિભાની જરૂરત રહે છે. વિખ્યાત કવિ શેકસપીઅરે કયાંથી શું લીધું તેનું અનુસન્ધાન કરવા બેસીએ તો અનેક ભંડારોમાં તેના પ્રવેશનો અધિકાર આવિષ્કૃત થઇ શકે છે. તો પછી તેની પ્રશંસા શા માટે?

પ્રશંસાનું કારણ એજ કે-તેનામાં પરાયાંને પોતાનાં બનાવી લેવાની શકિત હતી. એ શકિતથી તે એટલું લઇ પણ શકયો. અન્યના હૃદયમાં પ્રવેશ કરવાની શકિત અને અન્યને સંપૂર્ણ રૂપે પોતાનાં બનાવી લેવાની કરામત જ પ્રતિભાનુ સર્વસ્વ-પ્રતિભાની ખૂબી છે. ભારતવર્ષમાં આપણે એ પ્રતિભા વિદ્યમાન જોઇએ છીએ. ભારતે વિના સંકોચે અન્યની અંદર પ્રવેશ કર્યો છે અને અનાયાસેજ અન્યની સામગ્રીને પોતાની રીતિ મુજબ પોતાની કરી લીધી છે. વિદેશી લોકો જેને મૂર્તિ-પૂજા અથવા બૂતપરસ્તી કહે છે, તેને જોઇને ભારતવર્ષને બ્હીક લાગી નથી. તેણે તેને જોઇને નાક મરડયું નથી. ભારતવર્ષે પુલિન્દ, શબર, વ્યાધ આદિથી પણ બિભત્સ સામગ્રી ગ્રહણ કરીને તેમાંથી શુભ બનાવી લીધું છે; તેમનામાં પોતાનો ભાવ સ્થાપિત કર્યો છે; તેમની અંદર પણ આધ્યાત્મિકતાને અભિવ્યકત કરી દીધી છે. ભારતે કશું પણ નથી છોડયું. સર્વસ્વ ગ્રહણ કર્યું છે-સર્વને પોતાનું બનાવી લીધું છે.

ભારતનાં આ ઐકય વિસ્તાર અને શૃંખલા સ્થાપન, કેવલ સમાજની વ્યવસ્થામાં જ નહીં પણ ધર્મનીતિમાંયે દેખાય છે. ગીતામાં જ્ઞાન, પ્રેમ અને કર્મની વચમાં સામંજસ્ય સ્થાપિત કરવાનો જે યત્ન થયલો જણાય છે, તે પણ વિશેષરૂપે

ભારતવર્ષનો જ છે. યૂરોપમાં Religion (ધર્મ)ને નામે જે શબ્દ પ્રસિદ્ધ છે, તેનો બરોબર અનુવાદ ભારતની કોઇ પણ ભાષામાં નથી થઇ શકતો. તેનું કારણ એ છે કે–ભારતે ધર્મથી મનનો સંબંધ કદિ તૂટવા દીધો નથી. આપણી બુદ્ધિ આપણો વિશ્વાસ અને આપણું આચરણ, તેમજ આપણાં આલોક અને પરલોકમાં–સર્વમાં ધર્મની દોરી પરોવાયલી છે. જેમ હાથનું જીવન, પગનું જીવન, મસ્તકનું જીવન, પેટનું જીવન વિભિન્ન નથી તેમજ વિશ્વાસનો ધર્મ, આચરણનો ધર્મ, રવિવારનો ધર્મ, બીજા છ દિવસોના ધર્મ, ઘરના ધર્મ અલગ અલગ હોઇ શકતા નથી. ભારતે નિત્ય અને નૈમિત્તિક ધર્મ માનીને પણ તેને એક બીજાથી અલગ નથી માન્યાં. ભારતમાં જે ધર્મ છે તે આખા સમાજનો ધર્મ છે. તેનાં મૂળ, પૃથ્વીની નીચે છે અને શિર છે આકાશની અંદર; પરન્તુ ભારતે તે મૂળ અને શિરને અલગ અલગ નથી ગણ્યાં. ભારતે ધર્મને દ્યુલોક, ભૂલોકવ્યાપી, મનુષ્યના આખા જીવનમાં વ્યાપી, એક મોટી ભારે વનસ્પતિના રૂપમાં ગણ્યો છે.

ભારતના સત્ય ઇતિહાસથી એ સિદ્ધ થશે કે પૃથ્વીની સર્વ સંસ્કૃત સમાજોમાં ભારતવર્ષ જ 'અનેકને એક કરવાનો' એક આદર્શ બનીને વિરાજમાન છે. ભારતે અનેક પ્રકારની

બાધા–વિપત્તિ અને દુર્ગતિસુગતિમાં, વિશ્વમાં અને પોતાના આત્મામાં, 'એક'નો અનુભવ કરીને, તે એકને અનેક (વિચિત્રતાઓ) માં સ્થાપિત કર્યો છે. જ્ઞાનદ્વારા તેનો આવિષ્કાર કરીને કર્મદ્વારા તેની પ્રતિષ્ઠા, પ્રેમદ્વારા તેનો પ્રચાર કર્યો છે. આપણે આપણો સત્ય ઇતિહાસ ધ્યાનમાં લઇને જ્યારે ભારતમાં આ સનાતન ભાવનો અનુભવ કરીશું ત્યારે 'અતીત'ની સાથે 'વર્તમાન' નો વિચ્છેદ મટી જશે.

અસ્તુ.



## ( ૪ )

# પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓ.

ફ્રેંચ વિદ્વાન્ ગિઝોએ યૂરોપિયન સંસ્કૃતિની પદ્ધતિના સંબંધમાં જે કાંઇ કહ્યું છે તે આપણા લોકોએ વિચાર અને આલોચના કરવા જેવું છે. એનો મત નીચે લખ્યો છેઃ—

તે કહે છે કે—આ નવી યૂરોપિયન સંસ્કૃતિના પહેલાં, શું એશિયામાં કે શું અન્યત્ર, એટલે સુધી કે ગ્રીસ અને રોમમાં પણ તત્કાલીન સંસ્કૃતિમાં એક પ્રકારનો એકમુખી ભાવ દેખાઇ આવે છે. એમ જણાય છે કે—જાણે પ્રત્યેક સંસ્કૃતિ એક જ મૂળમાંથી નીકળી છે અને પ્રત્યેક સંસ્કૃતિ એક જ ભાવને આધારે ટકી રહી છે. સમાજમાં, તેના હરએક કામમાં, આચાર-વિચારમાં અને તેનાં અંગોના વિકાસમાં તે જ એક સ્થાયીભાવનો પ્રભાવ દેખાઇ આવે છે.

જેમ ઇજીપ્ત દેશમાં પુરોહિતોનું જ શાસન આખા સમાજ ઉપર અધિકાર જમાવી રહ્યું હતું; તેના આચાર-વ્યવહાર-

માં, તેના કીર્તિ સ્તંભોમાં કેવળ પુરોહિતોના શાસનનો જ પ્રભાવ દેખાઈઆવે છે, તેમ ભારતવર્ષમાં બ્રાહ્મણોના શાસને આખાસમાજને એકભાવથી સંગઠિત કરી દીધો હતો.

*એ નથી કહી શકાતું કે—કોઈ કોઇ સમયે આ બન્ને દેશોના સમાજમાં, ભિન્ન ભિન્ન શક્તિઓમાં પરસ્પર વિરોધ ઉપસ્થિત થયો હતો કે નહીં; પરન્તુ એ શક્તિઓને ઉક્ત શાસનકર્તાઓ પાસે હાર માનવી પડી હતી, એ નક્કી છે.

આ પ્રકારે એક ભાવની હકૂમતથી એક દેશને એક તરેહનું તો બીજા દેશને બીજી તરેહનું, એમ જુદાં જુદાં ફળ મળ્યાં છે. આખા સમાજમાં એ ભાવની એકતા હોવાને કારણે ગ્રીસે એવી ચપલતાથી એવી અપૂર્વ ઉન્નતિ કરી લીધી હતી કે જોનારા દિગ્મૂઢ બની ગયા હતા. પૃથ્વીની અન્ય કોઇ જાતિ, તેના જેટલા થોડા સમયમાં એટલી બધી ચમકી ઉઠી નહતી. પરંતુ ગ્રીસ દેશ પોતાની ઉન્નતિની અંતિમ સીમા સુધી પહોંચતાં પહોંચતાં જાણે વૃદ્ધ બની ગયો. ઉન્નતિની પેઠે તેની અવનતિ પણ બહુ જલ્દી થઇ ગઇ. જે મૂલ સ્વરૂપ એકભાવે ગ્રીક સંસ્કૃતિમાં જડ ઘાલી હતી તે જાણે જતો રહ્યો—સમાપ્ત થઈ ગયો અને કોઇ

નવીન શક્તિએ આવીને તેને બળ આપ્યું નહીં—ને તેનું સ્થાન પણ ગ્રહણ કર્યું.

બીજી બાજૂ ભારતવર્ષમાં શું બન્યું ? ઈજીપ્ત અને ભારતવર્ષની સંસ્કૃતિના મૂલભાવ એક હોવા છતાં પણ ભારતવર્ષમાં તેનું જૂદુજ ફળ નીપજ્યું. ભારતવર્ષમાં એ એક મૂલભાવે સમાજને અચલ—અટલ બનાવી રાખ્યો. એ મૂલભાવની સરલતાથી સૌ કોઈ જાણે એક જ ઢંગના પણ બીજા બધાથી જૂદા બની ગયા. દેશનો ધ્વંસ થયો નહીં; સમાજ કાયમ રહ્યો; પરંતુ આગલ વધવાનું અટકી પડયું. આખોએ સમાજ જાણે એક જ સ્થળે જકડાઇ ગયો.

જેટલી પ્રાચીન સંસ્કૃતિઓ છે તેમાં એકકે એકનું એકછત્ર રાજ્ય હતું. તે બીજા કોઇને પોતાની પાસે આવવા દેતાં નહીં; અને પોતાની ચારે પાસ જાણે એક પ્રકારનો બંધ બાંધી રાખતાં હતાં. આ એકતા—આ સરળતાના ભાવનું શાસન સાહિત્યમાં; સર્વ લોકોની બુદ્ધિમાં અને તેમના યત્નમાં પણ જામેલું રહેતું. આ કારણે પ્રાચીન આર્યોના ધર્મ અને ચરિત્ર સંબંધી ગ્રંથોમાં, ઇતિહાસમાં અને કાવ્યોમાં, સર્વમાં એકજ વર્ણ—એકજ ઢંગ—દેખાઇ આવે છે. તેમનાં જ્ઞાન, તેમની કલ્પના, જિંદગી વીતવવાની

તેમની રીતભાત અને તેમનાં કામકાજ જાણે એકજ સં-ચામાં ઢાળ્યાં હોય એમ જણાય છે—એટલે સુધી કે ગ્રીસમાં પણ જ્યાં જ્ઞાન અને બુદ્ધિનો વિસ્તાર બહુજ થઇ ગયો હતો. તો પણ, ત્યાંના સાહિત્યમાં અને શિલ્પમાં એક પ્રકા-રનો એકમુખી ભાવ દેખાય છે.

પરન્તુ યૂરોપની આધુનિક નવી સંસ્કૃતિ તેનાથી ઉલટા પ્રકારની છે. યૂરોપની એ સંસ્કૃતિ તરફ એકવાર દૃષ્ટિ ફેંકો. જણાશે કે તે બહુજ વિચિત્ર, પેચીલી અને ક્ષોભ પ્રાપ્ત અર્થાત્ ચંચળ છે. તેની અંદર સમાજતંત્રનાં સર્વ પ્રકારનાં મૂળતત્વ અસ્તિત્વ ધરાવે છે. લૌકીક શક્તિ પણ છે અને આધ્યાત્મિક પણ છે. તેમાં પુરોહિતશાસન, રાજશાસન, પ્રધાનશાસન, પ્રજાશાસન, સમાજપદ્ધ-તિનાં સર્વ અંગ—સર્વ અવસ્થાઓ એકત્ર જડેલાં દેખાય છે. તેમાં સ્વાધિનતા, ઐશ્વર્ય, અને ક્ષમતા ( સામર્થ્યની ) ના સર્વ દરજ્જાઓએ, ક્રમે ક્રમે પોતપોતાના સ્થાન ગ્રહણ કરી લીધાં છે. પરંતુ એ સૌ વિચિત્ર શક્તિઓ પોતપો-તાના સ્થાનપર સ્થિત નથી. તે માંહોમાંહે લઢવાઢ કરી રહી છે. તથાપિ તેમાંની કોઇપણ શક્તિ એવી પ્રબલ નથી કે જે બીજી સૌ શક્તિઓને દબાવીને પોતે એકલી, આખા

સમાજ ઉપર, અધિકાર જમાવી શકે. એકજ સમયે એકજ જગ્યાએ પાસે ને પાસે આ સર્વ વિરોધી શક્તિઓ પોત-પોતાનાં કામ કરી રહી છે. પરંતુ એ સૌ શક્તિઓમાં પરસ્પર એટલી બધી વિભિન્નતા રહેવા છતાં પણ તેમની અંદર પારિવારિક સદશતા દેખાય છે. તે સૌ યૂરોપિયન એ નામે પોતાનો પરિચય કરાવે છે.

યૂરોપના ચરિત્રમાં, મનમાં અને ભાવમાં પણ આ પ્રકારનાં વિચિત્રતા અને વિરોધ છે. યૂરોપની આ શક્તિઓ નિત્ય પરસ્પર અટકાવ કરવાના યત્નો કરે છે; પરસ્પર ધક્કા મારે છે અને સીમાબંધન કરે છે, એક બીજીનાં રૂપ બદલી નાંખે છે અને એક બીજીમાં પ્રવેશ કરે છે. એક બાજૂ સ્વતંત્રતાની અનન્ત તૃષ્ણા છે અને બીજી બાજૂ એકાન્ત અનુગામિની શક્તિ છે. એક બાજૂ મનુષ્ય મનુષ્યમાં વિશ્વાસબંધન છે અને બીજી બાજૂ બધાં બંધનોથી છૂટીને સંસારના અન્ય કોઈની તરફ ન દેખીને એકલી પોતાની ઇચ્છાનુસાર ચાલવાની ઉત્કટ લાલસા છે. યૂરોપનો સમાજ જેવો વિચિત્ર છે તેવુંજ તેનું મન પણ વિચિત્ર છે.

તેના સાહિત્યમાં પણ એવીજ વિચિત્રતા છે. યૂરોપ-

ના સાહિત્યમાં માનવ મનની લાલસાઓ બહુ જ પ્રકારે વહેંચાયલી રહી છે. તેના વિષય વિવિધ પ્રકારના છે. તેની ગંભીરતા દૂર સુધી પહોંચે છે. યૂરોપના સાહિત્યના બહિર્ આકાર અને આદર્શ, પ્રાચીન સાહિત્યની પેઠે વિશુદ્ધ સરલ અને સંપૂર્ણ નથી, તેનાં કારણ એ છે. સાહિત્ય અને શિલ્પમાં ભાવની અભિવૃદ્ધિ, સરલતા અને એકતાથીજ રચનાનું સૌન્દર્ય ઉત્પન્ન થાય છે. પરન્તુ વર્ત્તમાન યૂરોપમાં ભાવ અને ભાવનાની બેહદ વિવિધતાથી રચનાની આ મોટી વિશુદ્ધ સરલતાની રક્ષા કરવાનું દિન દિને કઠિન બનતું જાય છે.

આજકાલની આ નવી યૂરોપિયન સંસ્કૃતિના દરેક અંગ પ્રત્યંગમાં આપણે આ વિચિત્ર પ્રવૃતિને જોઇએ છીએ. એમાં કાંઇ સંદેહ નથી કે આ વિચિત્રતામાં મુશ્કેલીઓ પણ છે. તેના કોઇ એક અંશ કે અંગને અલગ કરીને જોવાથી, સંભવ છે કે પ્રાચીન સમયના મુકાબલામાં નાનાપણું દેખાઇ આવે; પરંતુ સમગ્ર ભાવે જોવાથી અવશ્ય આપણને તેનું ઐશ્વર્ય જણાઈ આવશે.

યૂરોપની સંસ્કૃતિ દોઢ હઝાર વર્ષથી ટકેલી છે અને બરોબર રીતે આગળ વધતી ગઈ છે. એ સત્ય છે કે ગ્રીક

સંસ્કૃતિની પેઠે તે સતેજપણાથી આગળ વધી નથી પરંતુ ડગલેને પગલે નવી નવી ઠોકરો ખાઇને પણ આજ સુધી તે આગળ દોડી રહી છે, એ નિઃશંક છે. બીજી સંસ્કૃતિઓમાં એકજ ભાવ—એકજ આદર્શના એકાધિપત્યે અધીનતાનું બંધન ઉપસ્થિત કર્યું છે. પરન્તુ યૂરોપમાં કોઇપણ એક સામાજિક શક્તિ બીજી શક્તિઓને પૂર્ણરૂપે દબાવી શકતી નથી—બધી શક્તિઓ પરસ્પર ઘાતપ્રતિઘાતથી સચેત અને સંયત બની રહે છે. આ કારણે યૂરોપની સંસ્કૃતિમાંથી સ્વાધીનતાની સૃષ્ટિ બની છે. સદાકાળના વિખવાદ જોઇને એ સૌ પરસ્પર વિરોધી શક્તિઓએ, પોતપોતામાં કાંઇક સમજુતિ કરીને સમાજની અંદર પોતપોતાનાં સ્થાન નિયત કરી લીધાં છે. એ શક્તિઓ એક બીજાની જડ ઉખાડવાના યત્નમાં પ્રવૃત્ત નથી રહેતી, તેનું કારણ એ છે. ત્યાં અનેક જાતનાં પરસ્પર વિરૂદ્ધ દળ પોતાની સ્વતંત્રતા સાચવી રાખીને કામ કરી શકે છે.

એ જ આ નવી યૂરોપિયન સંસ્કૃતિની મૂળ પ્રકૃતિ છે અને એ જ તેની શ્રેષ્ઠતા છે.

ગિઝો મહાશય એ પણ કહે છે કે—આ વિચિત્રતા અને વિભિન્નતાનો સંગ્રામ આ વિશ્વમાંયે ચાલી રહેલો છે. એ

તો સ્પષ્ટરૂપે પ્રકટ છે કે—કોઇપણ એક જ નિયમે, એક જ પ્રકારની સંગઠન કરવાની શકિતએ, એક જ સરલ ભાવે અથવા તો એક જ વિશેષ શકિતએ એવી ક્ષમતા નથી મેળવી કે જે આખા વિશ્વ ઉપર પોતાનો એકલો અધિકાર જમાવીને—તેને એકજ કઠિન સંચામાં ઢાળીને—બધાયે વિરોધી પ્રભાવોને હઠાવે અને તેમના ઉપર શાસન કરે. વિશ્વમાં જુઓ. અનેક શકિતઓ, અનેક તત્વ અનેક શાસનતંત્ર જુદાં પડીને યુદ્ધ કરે છે અથવા એક બીજાના પ્રાંતો પરસ્પર સંગઠિત કરે છે; કોઇ કોઇના ઉપર પૂર્ણરૂપે દબાણ કરી શકતી નથી કિંવા ન તે પોતે દબાય છે.

તથાપિ એ સૌ સંગઠન—શકિતઓ, તત્વો અને ભાવોની વિચિત્રતાના સંગ્રામ અને ગતિ, એકજ લક્ષ્ય પ્રતિ, એકજ આદર્શ પ્રતિ હોય છે. આધુનિક યૂરોપિયન સંસ્કૃતિ આ વિશ્વશાસનના પ્રતિબિમ્બ રૂપ કહી શકાય છે. તે સંકુચિત રૂપે સીમાબદ્ધ નથી, એકનિષ્ઠ નથી અને સ્થિર પણ નથી. જગતમાં એ પહેલો જ અવસર છે કે—જ્યારે સંસ્કૃતિએ પોતાનું વિશેષ રૂપ તજી દઇને આ પ્રકારે દેખા દીધી છે. જગતમાં પહેલીજવાર વિશ્વલીલાના વિકાસની પેઠે બહુ વિભકત, વિપુલ અને બહુ યત્નોથી સંપાદિત સંસ્કૃતિનો

આ પ્રમાણે સુન્દર વિકાસ થયો છે. યૂરોપિયન સંસ્કૃતિએ આ પ્રકારે સનાતન સત્યનો માર્ગ મેળવ્યો છે. તેણે જગદીશ્વરની કાર્ય પ્રણાલિની રીતિ ગ્રહણ કરી છે. ઈશ્વરે જે માર્ગ બનાવ્યો છે, તેજ માર્ગે આ સંસ્કૃતિ આગળ વધે છે. એ સંસ્કૃતિની શ્રેષ્ઠતા, આ સત્ય ઉપર નિર્ભર છે.

મહાશય ગિઝોનો આ મત આપને જણાવી દીધો. એમાં સંદેહ નથી કે—યૂરોપિયન સંસ્કૃતિએ આ સમયે ઘણો મોટો આકાર ધારણ કર્યો છે. અર્થાત્ તે દૂર સુધી ફેલાયલી છે. યૂરોપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયા, આ ત્રણ મહાદેશ એ સંસ્કૃતિનું પાલન પોષણ કરનારા દેશો છે. એ ભિન્ન ભિન્ન અનેક દેશોમાં એક મહા સંસ્કૃતિની સ્થાપના, આવી અદ્‌ભૂત વિરાટ્ ઘટના—આજ પહેલાં કદિ થયલી નથી. તો પછી તેની તુલના કોની સાથે કરવાનો વિચાર કરવો? કિયા ઇતિહાસની સાક્ષીથી તેના પરિણામનો નિર્ણય કરવો? બીજી બધી સંસ્કૃતિઓ તો એકજ દેશની, એકજ જાતિની છે. જે જાતિ જ્યાંસુધી લાકડાં ચેતાવતી રહી, ત્યાંસુધી તેની સંસ્કૃતિ ભપકતી અને પોતાનો પ્રકાશ પ્રસારતી રહી. એ પછી કાંતો તે બુઝાઇ ગઇ અથવા તો રાખ નીચે દબાઇ ગઇ છે. યૂરોપિયન સંસ્કૃતિ—યજ્ઞ માટે લાકડાં એકઠાં કર-

વાનો ભાર અનેક દેશો અને અનેક જાતિયોએ પોતાની ઉપર લીધો છે. એથી નથી કહી શકાતું કે-તે યજ્ઞનો અગ્નિ બુઝાઇ જશે કે પછી ફેલાઇને આખી પૃથ્વીને ગ્રસ્ત કરી લેશે ?

પરન્તુ આ સંસ્કૃતિમાં પણ એક એવી શકિત અથવા એક એવો ભાવ છે કે જે સૌની ઉપર કર્તૃત્વ કરી રહ્યો છે-હકૂમત ચલાવતો રહ્યો છે. કોઇપણ સંસ્કૃતિ આકાર પ્રકાર વિનાની હોતી નથી. આથી કહી શકાય છે કે-તેના મૂળમાં પણ અવશ્ય એવી એક શકિત રહેલી છે કે જે તેનાં સર્વ અંગ-પ્રત્યંગોને ચલાવે છે. આ શકિતના વધારા ઘટાડા ઉપરજ એ સંસ્કૃતિની ઉન્નતિ અથવા વિનાશનો આધાર છે. એ શકિત કઇ છે ? આ સંસ્કૃતિના અનેક વિચિત્ર યત્નો અને સ્વતંત્રતાની અંદર સમાયલું એ એક શાસન કયાં છે ? પ્રત્યેક દેશમાં, યૂરોપિયન સંસ્કૃતિના અલગ અલગ ખંડ કરીને જોવાથી, બીજી બધી બાબતોમાં તેની સ્વતંત્રતા અથવા વિભિન્નતા દેખાય છે. કેવળ એકજ બાબતમાં તેનો એકમુખી ભાવ અથવા એકતા દેખાય છે. એ બાબત છે, રાષ્ટ્રના સ્વાર્થની-રાષ્ટ્રની લાભ હાનિની.

ચાહે તો ઈંગ્લાંડમાં હો કે ફ્રાન્સમાં, બીજી બધી બા-

બતોમાં જનસમૂહ એક મત નથી થઇ શકતો—એક બીજા-પર વિશ્વાસ નથી કરી શકતો; પરન્તુ પોતાના રાષ્ટ્રના સ્વાર્થની રક્ષા જીવ જતાં પણ કરવાની બાબતમાં તેનામાં ક્યાંયે પણ કાંઇપણ મતભેદ નથી. યૂરોપિયન લોકો આ બાબત-માં એકાગ્ર છે; એને લીધે તેઓ પ્રબલ અને નિષ્ઠુર જણાય છે. રાષ્ટ્રીય સ્વાર્થને ધોકો પહોંચતાં જ આખો દેશ એક બની જાય છે—દમ ભરાવવા માટે, પ્રતિકાર કરવા માટે, કમર કસીને સૌ ખડા થઇ જાય છે. જાતિની રક્ષા કરવાના સંસ્કાર જેમ આપણાં અસ્થિ મજ્જામાં પડી ગયા છે, તેમજ રાષ્ટ્રસ્વાર્થની રક્ષા કરવી, એ યૂરોપનિવાસી જન-સમૂહનો જાતીય ભાવ બની ગયો છે.

એ નિર્ણય કરવો કઠિન છે કે—ઇતિહાસના કોઇ નિગૂઢ નિયમથી કિયા દેશની સંસ્કૃતિએ કિયો ભાવ ગ્રહણ કર્યો; પરન્તુ એ સારી પેઠે નિશ્ચિત કરી શકાય છે કે—જ્યારે એ (સંસ્કૃતિનો) ભાવ પોતાનાથી ઉંચા ભાવનું ગળું દાબવા લાગે છે ત્યારે તેના ઉપર ટકી રહેલી સંસ્કૃતિનો નાશ વ-હેલો થતો જાય છે.

જેમ પ્રત્યેક જાતિનો એક જાતિધર્મ હોય છે, તેમજ જાતિધર્મથી પણ મોટો એક શ્રેષ્ઠ ધર્મ પણ હોય છે. તે

શ્રેષ્ઠ ધર્મ એકજ જાતિનો નહીં, સંપૂર્ણ મનુષ્યમાત્રનો ધર્મ છે. આપણા દેશમાં વર્ણાશ્રમ ધર્મે જ્યારે એ શ્રેષ્ઠ ધર્મને, જનસમૂહના ધર્મને હાનિ પહોંચાડી, ત્યારે તેણે પણ તેના ઉપર ચોટ લગાવી. કહ્યું છે કેઃ—

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥**

એક સમયે આર્ય સંસ્કૃતિએ બ્રાહ્મણ આદિ દ્વિજો અને શૂદ્રોની વચમાં એક દુર્લંઘ્ય દિવાલ ઉભી કરી હતી; પરંતુ ધીરે ધીરે એ દિવાલે વર્ણાશ્રમધર્મથી પણ ઉંચા ધર્મને સતાવવાનું અથવા હાનિ પહોંચાડવાનું કાર્ય શરૂ કર્યું. વર્ણાશ્રમ ધર્મે પોતાની રક્ષા કરવાનો યત્ન કર્યો ત્યારે ધર્મે તેનો બદલો લીધો. એ સમયે બ્રાહ્મણો પોતાના જ્ઞાન-ધર્મ સાથે પહેલાંની પેઠે આગળ વધી શકયા નહીં. અજ્ઞાન-થી જડ બનેલા શૂદ્ર સંપ્રદાયે સમાજને ખૂબ જોરથી પકડી-ને નીચાણમાં ખેંચી લીધો. બ્રાહ્મણોએ શૂદ્રોને ઉપર ચઢવા દીધા નહીં. ફલ એ આવ્યું કે-શૂદ્રોએ બ્રાહ્મણોને નીચે ઘસડયા. ભારતવર્ષમાં આજ પણ વર્ણાશ્રમ ધર્મમાં બ્રાહ્મ-ણોની પ્રધાનતા રહેવા છતાં પણ નિકૃષ્ટ અધિકારીઓની અજ્ઞતામાં શૂદ્ર–સંસ્કારો, બ્રાહ્મણસમાજ સુધી પણ ધીરે ધીરે ફેલાયલા રહેલા છે.

અંગ્રેજોના અહીં આવ્યા પછી જ્યારે પ્રત્યેક વ્યક્તિને માટે જ્ઞાન પ્રાપ્ત કરવાનાં દ્વાર ખુલી ગયાં, જ્યારે સર્વ મનુષ્ય મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે પોતાને અધિકારી તરીકે ગણવા લાગ્યા ત્યારે બ્રાહ્મણોને પણ સચેત બનવાની જરૂર જણાઇ. આજ બ્રાહ્મણોથી શૂદ્રો સુધી સૌ કોઇ મળીને, હિન્દૂ જાતિના અન્તર્નિહિત આદર્શની વિશુદ્ધ મૂર્તિને જોવા માટે યત્ન કરવા લાગ્યા છે—સર્વ જાગી ઉઠયા છે. શૂદ્ર લોકો આજ જાગ્યા છે, તેથી બ્રાહ્મણ લોકો પણ જાગવાના યત્નોમાં આંખો ખોલી રહ્યા છે.

ગમે તે હો. આપણા વર્ણાશ્રમ–ધર્મના સંકુચિત ભાવે નિત્યધર્મને બહુ જગ્યાએથી દબાવી દીધો હતો. આ કારણ-થી એ વર્ણાશ્રમ–ધર્મ ઉન્નતિની દિશામાં ન જતાં અવનતિ-ની દિશામાં ઝુકી પડયો.

આપણે એ યાદ રાખવું જોઇએ કે—યૂરોપિયન સંસ્કૃતિ-નો મૂલ આધાર રાષ્ટ્રીય સ્વાર્થ છે. એ રાષ્ટ્રીય સ્વાર્થ જો એટલો બધો ફેલાય કે જેથી નિત્યધર્મની સીમાઓ રહે નહીં તો તેમાં અવશ્ય વિનાશનાં છિદ્ર દેખાશે અને એ છિદ્રોથી તેના ઉપર સાડાસાત વર્ષની શનિશ્ચરની પનોતી દૃષ્ટિએ પડશે. સ્વાર્થનો સ્વભાવ જ વિરોધ છે. યૂરોપિયન

સંસ્કૃતિની પ્રત્યેક સીમામાં એ વિરોધ દિનદિને વૃદ્ધિંગત થતો જાય છે. એક સમયે આ યૂરોપિયન જાતિઓમાં પરસ્પર ધક્કંધક્કા અને છીનવી લેવાનાં તથા ઝાપટ મારવાનાં કાર્ય શરૂ થશે, એવી સૂચના જગત્‌ને આજથી મળી રહી છે.

એ પણ દેખાય છે કે—આ રાષ્ટ્રીય સ્વાર્થમયતાએ નિત્યધર્મનો ખુલાસો, મમતે ચઢી, નીચો પાડવાનું—નહીં માનવાનું શરૂ કર્યું છે. "તારી જ લાકડી ને તારો જ વાંસો," એવી નીતિનું અનુમોદન કરવામાં હવે તે શરમાતી નથી કિંવા સંકોચ પામતી નથી.

એ પણ સ્પષ્ટપણે દેખાઇ આવે છે કે—આ વાત એક પ્રકારે સર્વસંમત બનતી જાય છે કે—જે ઉદાર ધર્મ નીતિ વ્યક્તિવિશેષને માટે ગ્રાહ્ય છે, તે નીતિ રાષ્ટ્રીય બાબતમાં આવશ્યકતાના અનુરોધને લીધે અગ્રાહ્ય છે. રાષ્ટ્રતંત્રમાં મિથ્યા આચરણ, પ્રતિજ્ઞાભંગ અને દગાબાજી પણ એક પ્રકારની રાજનીતિ ( Policy ) ગણવામાં આવે છે. જે જાતિયો, મનુષ્યે મનુષ્યની સાથે સત્ય વ્યવહાર કરવો જોઇએ, એવા પક્ષનું સમર્થન કરે છે, ન્યાયથી વર્ત્તન કરવું એમાંજ શ્રેય સમજે છે તે પણ રાષ્ટ્રતન્ત્રમાંથી ધર્મ-

જ્ઞાનને ઉઠાવીને જૂદા કબાટમાં પુરી દે છે. ફ્રેંચમેનો, અંગ્રેજો, જર્મનો અને રશિયનો–એ સર્વ, એક બીજાને કપટી, ધૂર્ત અને દગાબાજ આદિ કહીને જોર શોરથી ગાલિ-પ્રદાન કરે છે, તેનું કારણ એ છે.

આથી એ સિદ્ધ થાય છે કે–યૂરોપની સંસ્કૃતિએ રાષ્ટ્રીય સ્વાર્થને એટલી બધી પ્રધાનતા આપી દીધી છે કે હવે તેણે ધીમે ધીમે આગળ વધીને ધ્રુવ ધર્મ ઉપર હાથ નાંખવાનું શરૂ કર્યું છે. હવે પાછલી સદીના "સામ્ય" અને "ભ્રાતૃભાવ"ના મંત્ર, યૂરોપની દૃષ્ટિમાં "મશ્કરી-ની વાત" જેવા થઇ પડયા છે. હવે ઈસાઇ પાદરીઓનાં મુખમાંથી 'ભાઇ' શબ્દ બેસૂરો નીકળે છે.

પ્રાચીન ગ્રીક અને રોમન સંસ્કૃતિઓ પણ આ રાષ્ટ્રીય સ્વાર્થથી સંગઠિત હતી. એ કારણે રાષ્ટ્રીય મહત્વ ઘટી ગયું કે ગ્રીક અને રોમન સંસ્કૃતિઓના પણ અંત આવી ગયા. પરન્તુ આપણી હિન્દૂ–સંસ્કૃતિ રાષ્ટ્ર સંબંધી ઐક્ય ઉપર પ્રતિષ્ઠિત નથી. આપણે ચાહે તો સ્વાધીન હોઇએ વા પરાધીન: તોપણ હિન્દૂ સંસ્કૃતિને આપણા સમાજની અંદર ફરીથી એવી જ સજીવ મૂર્તિમાં દર્શાવી શકીએ છીએ, તેનું કારણ એ જ છે. એ જ આશા આપણે

મારે દુરાશા નથી—પાણીમાંનો ચંદ્રમા પકડવાની અભિલાષા નથી.

રાષ્ટ્ર ( Nation ) શબ્દ આપણી ભાષામાં નથી. એ આપણા દેશની વસ્તુ નથી. આજકાલ આપણા લોકો, અંગ્રેજી શિક્ષણને પરિણામે રાષ્ટ્રીય ( National ) રાષ્ટ્રીયત્વ ( Nationality ) આદિ શબ્દોનો બહુ અધિક આદર કરતાં શીખ્યા છીએ; પરંતુ ખરૂં એ છે કે—તેનો આદર્શ આપણા દેશમાં આપણા અંતઃકરણમાં નથી. આપણો ઇતિહાસ, આપણો ધર્મ, આપણો સમાજ, આપણાં ઘર કશામાં પણ રાષ્ટ્ર ( Nation ) ની પ્રધાનતાનો સ્વીકાર દેખાતો નથી. યૂરોપમાં સ્વાધીનતાને જે સ્થાન મળ્યું છે તે સ્થાન આપણે ત્યાં મુક્તિને આપવામાં આવ્યું છે. આપણે આત્માની સ્વાધીનતાનેજ મુખ્ય માનીએ છીએ. તેના શિવાય અન્ય કોઇ સ્વાધીનતાને આપણે નથી માનતા. શત્રુ, તે ભલે અંદર હો કિંવા બહાર, પરન્તુ તેના બન્ધનમાં પડવું એજ પરાધીનતા છે. કામ, ક્રોધ, લોભ આદિ શત્રુઓનાં બન્ધન તોડી નાંખવાથી આપણે લોકો મોટા મોટા રાજા મહારાજાઓ કરતાં પણ શ્રેષ્ઠ પદ મેળવીએ છીએ. આપણે ત્યાં પ્રત્યેક ગૃહસ્થ એ જ વિચાર કરે છે

કે સકળ સંસાર પ્રત્યે મારું કાંઇ ને કાંઇ કર્ત્તવ્ય છે. તે પોતાનાં નિત્યનાં કાર્યોથીજ જગત્‌નાં કાર્ય કરે છે. આપણે આપણાં ગૃહોમાં જ આખાં બ્રહ્માંડની અને તેના સ્વામીની સ્થાપના કરી દીધી છે. આપણા સૌથી પ્રધાન કર્ત્તવ્યનો ઉલ્લેખ કે આદર્શ આ એક મન્ત્રમાંજ સ્થાપિત છે:—

**ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्व-ज्ञान-परायणः ।**
**यत् यत् कर्म्म प्रकुर्वीत तत् ब्रह्मणि समर्पयेत् ॥**

**ભાવાર્થ**:—તત્વ અર્થાત્ સત્યના જ્ઞાનમાં પ્રવૃત્ત રહીને, ગૃહસ્થ અને બ્રહ્મનિષ્ઠ બનીને, જે કાંઇ કામ કરાય તે બ્રહ્માર્પણ કરવાં.

આ આદર્શને યોગ્ય રીતે સાચવી રાખવો, એ કામ રાષ્ટ્રીય કર્ત્તવ્યથી કંઇક અધિક અને વધુ ભારે છે. આ સમયે આ આદર્શ આપણા સમાજમાં સજીવ નથી. આ કારણે આપણે યૂરોપની સંસ્કૃતિને સતૃષ્ણ દૃષ્ટિથી જોઇએ છીએ. આપણાં ગૃહોમાં જો આપણે આપણા ઉપર્યુક્ત આદર્શને સજીવ ભાવથી સ્થાપિત કરી શકીએ તો પછી આપણને તોપો, બંદૂકો અને ગોળા ગોળીઓની સહાયથી મોટા બનવાની જરૂર પડશે નહીં. તે વખતે આપણે વાસ્તવિક રીતે સ્વાધીન અને સ્વતંત્ર હોઇશું—આપણા વિજેતા

એથી કોઇ પણ બાબતમાં ન્યૂનતાવાળા હોઇશું નહીં. આપણે યાદ રાખવું જોઇએ કે–દરખાસ્તથી કે અરજીઓ કર્યાંથી આપણે જે કાંઇ મેળવીશું તેથી આપણી મોટાઇ વધશે નહીં.

પંદર સોળ શતાબ્દિ, એ કાંઇ બહુ લાંબો સમય નથી. રાષ્ટ્ર એજ જેનો વિકાસ છે તે પ્રાશ્ચાત્ય સંસ્કૃતિની પૂરી પરીક્ષા હજી સુધી થઇ નથી. તે દરમ્યાન જણાય છે કે તેનું ચરિત્ર અથવા તેનો ચાલ ચલણનો આદર્શ શ્રેષ્ઠ નથી. તે અન્યાય, અવિચાર અને મિથ્યાપણામાં ડૂબી ગયલી છે અને તેની નસેનસમાં એક પ્રકારની ભયાનક નિષ્ઠુરતાની લહરિયો ઉઠે છે.

આ રાષ્ટ્રીય આદર્શનેજ આપણો આદર્શ માનવાથી આપણા લોકોમાં પણ મિથ્યાપણાનો પ્રભાવ વધતો જાય છે. આપણી રાષ્ટ્રીય સભાઓમાં અનેક પ્રકારના જુઠ્ઠાપણાનો પ્રાદુર્ભાવ થઇ રહે છે–પ્રપંચના અને પોતાને છુપાવવાના પ્રયત્નો થઇ રહે છે. આપણે સત્ય વાત સ્પષ્ટપણે કહી દેવાની ભૂલી જઇએ છીએ. પરસ્પર ચાડીઓ કરીએ છીએ અને આપણા વ્યક્તિગત સ્વાર્થ માટે જે દૂષણ છે, તેને રાષ્ટ્રીય સ્વાર્થ માટે ભૂષણ ગણીએ છીએ.

મૂળ વાત એ છે કે—પ્રત્યેક સંસ્કૃતિનું કાંઇને કાંઇ મૂળ અથવા આધાર અવશ્ય હોય છે. હવે વિચારવાનું કેવળ એ છે કે—એ મૂળ અથવા આધાર ધર્મ ઉપર સ્થિત છે કે નહીં ? જો તે ( સંસ્કૃતિ ) ઉદાર અને વ્યાપક ન હોય, જો તે ધર્મને હાનિ પહોંચાડીને આગળ વધતી હોય તો તેની વર્ત્તમાન ઉન્નતિ દેખીને આપણે તેના ઉપર લટ્ટુ બની જવું ના જોઇએ—તેને જ એકમાત્ર અભીષ્ટ સમજવું ના જોઇએ.

આપણી હિન્દુ સંસ્કૃતિનું મૂળ સમાજ છે અને યૂરોપીય સંસ્કૃતિની જડ, રાષ્ટ્રનીતિ છે, સામાજિક મહત્વથી પણ મનુષ્ય પોતાના ગૌરવને વધારી શકે છે અને રાષ્ટ્રનીતિના મહત્વથી પણ. પરન્તુ જો આપણે એમ સમજીએ કે—યૂરોપિયન વિચાર મુજબ Nation ( રાષ્ટ્ર ) બનાવવી, એ જ સંસ્કૃતિનો સ્વભાવ અને મનુષ્યત્વનું એક માત્ર લક્ષ્ય છે, તો તે આપણો મોટો ભ્રમ છે.



( ૫ )

## દેશી રાજ્યો.

દેશી અને વિદેશી લોકો કહે છે કે ભારતવર્ષનાં દેશી રાજ્યો દિન પ્રતિદિન પછાત પડતાં જાય છે. એટલું તો સૌ કોઇ સ્વીકારશે કે જ્યારે અખિલ જગત્‌ની ઉન્નતિ થતી હોય ત્યારે અમુક વર્ગ પછાત રહે એ સારૂં નથી. પરંતુ તે સાથે એટલું પણ વિચારવું આવશ્યક છે કે ઉન્નતિના સર્વ ઉપાયો સરખા લાભદાયક હોતા નથી. પોતાની શકિતથી બહાર આવવું એજ ખરી ઉન્નતિ છે. ઉન્નતિની ગતિ ધીમી હોય, તો તેથી અડચણ જેવું નથી. અન્યની ઓથ નીચે અથવા અન્યની સહાયથી આગળ વધવું એમાં કંઇજ ગૌરવ નથી. કારણ કે પોતાના પગે ચાલવાની શકિત સંપાદન કરવી, એ પણ એક મહાન્ લાભ છે. માત્ર કોઇ પણ રીતે આગળ આવવાથીજ કંઇ પણ ફાયદો નથી. બ્રિટિશ સરકારના આશ્રય નીચે આપણી ઉન્નતિ થઇ

એ વાત સત્ય હશે, પરંતુ તેમાં આપણે ક્યા પ્રયત્નો કર્યા ? બ્રિટિશ શાસનની અને રક્ષાની વિધિવ્યવસ્થા અર્થાત્ રાજ્ય બંધારણ એ ગમે તેટલાં સારાં કાં ન હોય, પરંતુ વાસ્તવિક રીતે તે આપણાં નથી. આપણે તો એટલું સ્મરણમાં રાખવુંજ જોઇએ કે મનુષ્ય માત્રને પૂર્ણતા પ્રાપ્ત કરતાં પહેલાં અનેકાનેક ભૂલચૂક અનેક હાનિ તથા કષ્ટાદિ સહન કરવાં પડે છે. પરંતુ આપણે ભૂલો કરીએ તે ચલાવી લેવા જેટલું ધૈર્ય બ્રિટિશ સરકાર નથી રાખતી. તે પોતાની વસ્તુઓના ઉપયોગની તક આપણને આપી શકે છે, પરંતુ તેની માલિકીનો અધિકાર આપી શકતી નથી. આપણે એમ માનીએ કે કલકત્તાના પહેલાંના મ્યુનિસિપલ કમિશનરોએ શહેર સુધરાઇના કામમાં સ્વાધીનતા મેળવીને, તેના સંપાદન સંબંધમાં પોતાની યથેષ્ટ યોગ્યતા બતાવી નહિ તે અપરાધથી અધીર બનીને સરકારે તેમની તે સ્વાધીનતા છીનવી લીધી. સંભવિત છે કે—આ સમયે કલકત્તાનું નગર—સંબંધી કાર્ય પહેલાંના કરતાં સારી રીતે ચાલતું હશે; પરંતુ .' હવે જે સારી રીતે ચાલે છે. તે સર્વશ્રેષ્ઠ છે ' એમ હું કહી શકતો નથી. મ્હારી સમજ પ્રમાણે તો આપણી પોતાની શક્તિઓનો ઉપયોગ કરવાથી તે

હાલના કરતાં પણુ વધારે ખરાબ ગણુાય તોપણુ આપણા માટે તે ઉત્તમ ગણાય. આપણે ગરીબ છીએ અને તેથીજ કેટલીક બાબતોમાં આપણે નાલાયક અને અસમર્થ છીએ. ઇંગ્લાંડનાં પૈસાપાત્ર અને જ્ઞાની વિશ્વવિદ્યાલયોની શિક્ષણ પદ્ધતિ સાથે આપણાં દેશનાં વિશ્વવિદ્યાલયોની શિક્ષણ પદ્ધતિની તુલના કરવી, તે અનુચિત છે; અને તેથી ત્યાંના શિક્ષણ વિભાગમાં દેશી લોકોના અધિકાર કમી કરી નાખીને, રાજા પોતાના બળથી કેમ્બ્રિજ અને ઑક્સ્ફર્ડ યુનિવર્સિટીની નકલી પ્રતિમાઓ ખડી કરે તેથી આપણા ઉપર શો ઉપકાર થવાનો હતો? આપણા જેવા ગરીબ લોકોને યોગ્ય એકાદ વિશ્વવિદ્યાલયની સ્થાપના આપણે કરીએ તો તે આપણી સંપત્તિરૂપ બનશે. જે 'સારૂં' આપણા હાથમાં ન હોય તેને આપણું પોતાનું માની બેસવું એજ મનુષ્યને માટે એક જાતની ભારે આફત છે. કેટલાક દિવસ પૂર્વે એક બંગાળી ડેપ્યુટી મેજીસ્ટ્રેટ દેશી રાજ્યોની શાસનપદ્ધતિની સખ્ત નિંદા કરતા હતા. તે સાંભળીને મ્હને એમ સ્પષ્ટ રીતે જણાવા લાગ્યું કે બ્રિટિશ સરકારની શાસન પદ્ધતિની બધી સુવ્યવસ્થા જાણે તેમણે પોતે જ રચેલી હોય એવું તેમનું માનવું હતું. પરંતુ " હું તો

માત્ર બોજો ઉંચકવાવાળો એક સાધારણ મજુર છું; હું યન્ત્ર ચલાવનારો નથી પરંતુ યન્ત્રસમૂહનું એક ન્હાનું સરખું અંગ છું," એટલું જો તે જાણતા હોત તો આવા શેખીખોરપણાને દેશી રજવાડાંની શાસનપદ્ધતિની નિંદા કરત નહિ. બ્રિટિશ રાજ્યમાં આપણને જે કંઇ મળે છે તે આપણું નથી એ સત્ય સારી પેઠે સ્હમજવાનું આપણા માટે કઠીન થઇ પડયું છે. આથી જ આપણે લોકો સરકાર પાસે દિનપ્રતિદિન નવા અધિકાર પ્રાપ્ત કરવાની પ્રાર્થના નિરંતર કરતા રહ્યા છીએ. અધિકાર મેળવવો અને અધિકારી થવું, એ બન્ને બાબતો એક નથી, એ વાત આપણે ભૂલી જઇએ છીએ.

ધારો કે દેશીરાજ્યોની પદ્ધતિમાં અનેક દોષ હશે, અથવા તે પછાત પડી ગયેલાં હશે, પરંતુ તેમાં આપણે એટલો સંતોષ માનવાનો છે કે તેનાથી જે લાભ થાય છે તે વાસ્તવિકરીતે આપણને પોતાને છે. તે લાભ અન્યના સ્કંધપર બેસીને ચાલવાનો નહિ પરંતુ પોતાનાજ પગે ચાલવાનો લાભ છે. આ કારણથી આપણા બંગાળાના ન્હાના સરખા ત્રિપુરા ( ટિપરા ) રાજ્યપ્રતિ મને ઉત્સુકતા-પૂર્ણ દૃષ્ટિથી જોયા વિના ચાલતું નથી. ત્રિપુરાની રાજ્ય-

વ્યવસ્થામાં હું જ્યારે કંઇ ન્યૂનતા અથવા દોષ જોઉં છું ત્યારે હું તે બદલ સમસ્ત બંગાળાનું અભાગ્ય સમજું છું, તેનું કારણ એજ છે. આથી ત્રિપુરાના રાજ્યશાસનમાં હું જ્યારે કંઇ પણ અસંપૂર્ણતા અથવાતો તેના પ્રબંધમાં કાંઈ પણ ત્રુટિ જોઉં છું ત્યારે શેખીપણાથી તેની અલોચના કરવા જતાં મ્હારૂં હૃદય દુઃખાય છે—મ્હારૂં શિર નીચું નમાવવું પડે છે. જ્યારે મને એવું માલુમ પડે છે કે વર્તમાન લાભ માટે પોતાના ન્હાના સરખા લાભના કારણથીજ, તુચ્છ સ્વાર્થપરતા રાજલક્ષ્મીના મન્દિરનો પાયો ઢીલો કરવામાં પાછી પાની કરતી નથી, ત્યારે તે અપરાધને હું એક ન્હાના સરખા રાજ્યની માત્ર સામાન્ય ઘટના માની લઇને નિશ્ચિંત રહી શકતો નથી. આ દેશી રાજ્યની આબરૂને જો આપણે આપણું પોતાનું ગૌરવ માની ન લઇએ તો તેનો અર્થ એવોજ થાય છે કે આપણને આપણા પોતાના દેશના સંબંધમાં કંઇજ જ્ઞાન નથી.

ભારતવર્ષની પ્રકૃતિને સશક્ત બનાવ્યા પછીજ આપણાથી સત્ય ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય તેમ છે, એ વાત અગાઉ જણાવી છે. પોતાની ઈચ્છા હોવા છતાં પણ બ્રિટિશ સરકાર આપણને એ બાબતમાં સહાયભૂત થઇ શકશે નહિ;

કારણકે બ્રિટિશ જાતિ પોતાના મહિમાનેજ ખરો મહિમા માને છે. આથી તે લોકો આપણને શુદ્ધ મનથી જે શિક્ષણ આપે છે, તે શિક્ષણ મેળવીને, આપણે આપણા દેશ પ્રત્યે ઘૃણા કરતાં શીખીએ છીએ. આપણા દેશહિતૈષી' તરીકે પ્રસિદ્ધિ પામેલા કેટલાક આગેવાન દેશભક્તો પણ આવી ઘૃણા કરનારી મંડળીઓના મુખીરૂપ જણાય છે; અને આમ થવાથી જે લોકો સાચા ભારતવર્ષનો અંતઃકરણ-પૂર્વક અનાદર કરે છે, તેઓ પણ તેને ( ભારતવર્ષને ) વિલાયત બનાવવાની ધમાલ મચાવી રહ્યા છે. આનંદની વાત તો એ છે કે તેમની આ અસંભવિત આશા સફળ થઇ શકશે નહિ.

આપણાં દેશી રાજ્યો પછાત હોય, કે તે ગમે તેવાં હોય, તોપણ તેમનામાં જ આપણે આપણા દેશનું યથાર્થ ગૌરવ જોવાની ઈચ્છા ધરાવીએ છીએ. વિચાર અને અનુ-કરણરૂપી દર્દો તેમનામાં પ્રવેશ કરે નહિ એમ આપણે ઇચ્છીએ છીએ. એટલું તો સત્ય છે કે બ્રિટિશ સરકાર આપણી ઉન્નતિ ચાહે છે પણ તે બ્રિટિશ પદ્ધતિ પ્રમાણે થાય એમ ઈચ્છે છે. એવી સ્થિતિમાં કમળ પુષ્પની ઉન્નતિ-પ્રણાલિની માફકજ ગુલાબની ઉન્નતિ કરવામાં આવે છે.

પરંતુ નિષ્કલંક અને સ્વાભાવિક નિયમો વડે દેશી રાજ્યો પોતપોતાની ઉન્નતિના ઉપાયો આદરે એવું હું ઇચ્છું છું. આનું કારણ એ નથી કે અન્ય દેશોની સંસ્કૃતિ કરતાં હું ભારતીય સંસ્કૃતિને સર્વશ્રેષ્ઠ ગણું છું. યૂરોપની સંસ્કૃતિએ માનવજાતિને જે સંપત્તિ આપી છે તેના અમુલ્યપણા માટે શંકા કરવી, એ એક પ્રકારની ધૃષ્ટતા સિવાય બીજું કંઇજ નથી. આથી યૂરોપની સંસ્કૃતિને નિકૃષ્ટ માનીને તેનો ત્યાગ કરવો એવું હું કહેતો નથી. મ્હારૂં કહેવું એમ છે કે તે આપણા માટે અસ્વાભાવિક છે; આથી આપણે આપણા દેશના આદર્શ પ્રત્યે ધ્યાન આપવું જોઇએ—તેમાંજ ચિત્ત ચ્હોડવું જોઇએ. યૂરોપની તેમજ આપણા દેશની સંસ્કૃતિની તુલના કરીને ધાંધલ મચાવી મૂકવાની મ્હારી ઇચ્છા નથી. પરંતુ એ બન્ને આદર્શ મનુષ્યજાતિ માટે સ્વાભાવાનુસાર અત્યંતની નિરૂપયોગી છે, એટલું તો કહ્યા સિવાય ચાલશે નહી.

એક દિવસ અહિંના એક સજ્જને મ્હને પૂછ્યું કે: “ ગવર્નમેન્ટ આર્ટ સ્કૂલના ચિત્રાલયમાંથી વિલાયતી તસ્વિરો વેચાઇ ગઇ, તે આપને ઠીક લાગ્યું કે ? ” મ્હેં તેને ઉત્તર આપ્યો કે: “હા, સારૂં જ થયું.”

આનું કારણ એ નથી કે વિલાયતી ચિત્રકળા સારી નથી. વાત એમ છે કે એ ચિત્રકળા એટલી થોડી સસ્તી કિંમતમાં ખરીદી શકાતી નથી. એવી ચિત્રકળાનો આદર્શ આપણા દેશમાં ક્યાંથી જોઇ શકાય ? "હિલિ-મિલિ પનિઆં ચલી" એવી એકાદ બે લખનૌની ઠુમરી શ્રવણ કરીને, કોઇ અંગ્રેજ ભારતની સંગીતકળામાં નિપૂણતા પ્રાપ્ત કરવાનો આડંબર કરે તો તેના બાંધવો અને ઇષ્ટ મિત્રોએ, તેમ કરવાનો તેને પ્રતિબંધ કરવો, એ તેમની ફરજ છે. વિલાયતી બઝારમાંથી સસ્તે ભાવે આણેલાં—કચરાપટી જેવાં અને તેની સાથે એકાદ બે સારાં ચિત્રો જોવાથી ત્યાંની ચિત્ર વિદ્યાનો યથાર્થ આદર્શ આપણે કેવી રીતે જાણી શકીએ ? એ ઉપાયે આપણે જે કંઇ શીખીએ છીએ તેટલું હલકું છે તે સ્હમજવાનો પણ આપણને માર્ગ જડતો નથી. જ્યાં અમુક વસ્તુનાં ધડ કે પગ જોઇ શકાય નહિ, અર્થાત્ જે માત્ર અસ્તવ્યસ્ત દૃષ્ટાન્તરૂપે દેખાય છે, તે વસ્તુનો પૂર્ણ પરિચય હોવાનો ડોળ ઘાલવો, એ એક પ્રકારની વિડંબનાજ છે. તેથી પોતાની હાંસી કરાવવા જેવું છે. આવી અધકચરી શિક્ષા આપણી પરીક્ષક શક્તિનો નાશ કરે છે. આનું પરિણામ એ આવે છે

કે આપણે બીજા દેશની સારી કળા શીખી શકતા નથી એટલુંજ નહિ, પરંતુ આપણા પોતાના દેશની કળા પણ ગુમાવી બેસીએ છીએ.

આપણે બધાએ " આર્ટ સ્કૂલ્સ " માંજ ભણવા જવા માંડયું છે; પરન્તુ એ નથી જાણતા આપણે કે–દેશમાં શિલ્પકળાનો આદર્શ શો છે? શિક્ષણ દ્વારા જો આપણે એ આદર્શનો પરિચય પ્રાપ્ત કરીએ, તો ખરેખર એ શકિત મેળવવાની સુગમતા પડે; કેમકે એ શિલ્પ-કળાનો આદર્શ આપણા દેશમાંજ છે. આપણી આંખો ઉઘાડીએ તો એજ આદર્શ સમસ્ત દેશમાં–થાળીમાં, લોટામાં, ઘડામાં, ટોપલીમાં, મન્દિરમાં, મઠમાં, વસ્ત્રોમાં, આભૂષણોમાં, ઘરની ભીંતોમાં–અનેક અંગપ્રત્યંગોથી પરિપૂર્ણ એક સમગ્ર મૂર્ત્તિના સ્વરૂપમાં દેખી શકીએ–તેના પ્રત્યે આપણું તત્પર ચિત્ત લગાડી શકીએ–આપણા પિતા પ્રપિતામહોની સંપત્તિ મેળવી, તેને વ્યવસાયની પુંજી બનાવી શકીએ.

આ કારણે, શિક્ષણ પ્રાપ્ત કરવાની આપણી અવસ્થામાં યૂરોપિય ચિત્રોના શૉખને બલાત્કારે જડમૂળથી

ઉખાડી નાંખવો બહેતર છે. નહીંતર આપણા દેશમાં શું છે, એ જોવાની પ્રવૃત્તિ પણ થશે નહીં. કેવલ અનાદરના અન્ધકારમય વાવાઝોડામાં અંધ બનીને આપણા ઘરની પેટીમાં રાખેલા ધનને પણ ખોઇ બેસીશું.

મેં જોયું હતું કે-જાપાનનો એક સુપ્રસિદ્ધ ચિત્રકલા કુશળ વિદ્વાન્ કીડાથી ખવાયલાં આ દેશનાં કેટલાંક ચિત્રો નિહાળીને ઘણો વિસ્મિત અને પ્રસન્ન થયો હતો. તે અહીં-થી એક ચિત્રપટ લઇ ગયો. જાપાનના અનેક કદરદાનો-એ તે ચિત્રની ઘણી વધારે કિંમત આપીને તે ખરીદી લેવા ઇચ્છા દર્શાવી, પરન્તુ તે વેચવાને તે ખુશી નહતો.

હું એ પણ જોઉં છું કે—યૂરોપના ઘણાયે ચિત્રકલા રસિક વિદ્વાનો આપણા દેશની અનેક અપ્રસિદ્ધ દુકાનોએ અને બઝારમાં ફરી ફરીને ફાટેલાંતૂટેલાં મેલાં જૂનાં કાગળો ઉપર દોરાયલાં ચિત્રો કિંમતી માલની પેઠે ભારે હોંશથી ખરીદ કરી જાય છે. તે એ જ ચિત્રો હોય છે કે જેમને જોઇને આપણી આર્ટ સ્કૂલ્સના વિદ્યાર્થીઓ નસ્કોરાં ફૂલાવે છે. આનું કારણ શું? એ જ કે—જેઓ સારી પેઠે વિદ્યાકલા શીખ્યા છે, તેઓ વિદેશનાં, અપરિચિત રીતિયે દોરાયલાં ચિત્રોના સૌન્દયને પણ સારી પેઠે જોઇ શકે છે—તેઓમાં

એક પ્રકારની શિલ્પદૃષ્ટિ ઉદ્ભૂત થાય છે. પરંતુ જેઓ કેવલ નકલ કરતાં શીખે છે, તેઓને એ નકલ શિવાય બીજું કાંઇપણ દૃષ્ટિયે પડતું નથી. આપણા દેશની શિલ્પકલાને જો આપણે સંપૂર્ણ રૂપમાં–યથાર્થ રૂપમાં દેખતાં શીખીએ, તો આપણામાં તે શિલ્પજ્ઞાન ઉત્પન્ન થાય, કે જેની સહાય્યથી શિલ્પ સૌન્દર્યના ભવ્યભવનનાં સર્વ દ્વાર આપણી સન્મુખે ઉઘડી જાય; પરન્તુ વિદેશી શિલ્પકલાના અત્યંત અર્ધદગ્ધ શિક્ષણમાં આપણે જે પ્રાપ્ત કર્યું નથી તેને આપણે પ્રાપ્ત કરેલું ગણીએ છીએ. ફળ એ નીપજે છે કે–જે પરભૂમિમાંજ રહી ગયું છે, તેને આપણે આપણી દૌલત સમજીને, તેને માટે અભિમાન ધરાવીએ છીએ.

"પિપર લોટી" એ કલ્પિત નામે લેખો લખનાર પ્રસિદ્ધ ફ્રેંચ પ્રવાસી જ્યારે ભારતમાં ભ્રમણ કરવા આવ્યો હતો, ત્યારે આપણા દેશનાં રાજભવનોમાં યૂરોપીય સરસામાન ઉભરાઇ જતો જોઇને તે અત્યંત ખિન્ન અને હતાશ બની ગયો હતો. તેને એમ લાગ્યું હતું કે–આ દેશના મોટા મોટા રાજા મહારાજાઓ ભારે અજ્ઞાનતા અને અણુસમજને લીધે વિલાયતની તદ્દન હલકી અને રદ્દી વસ્તુઓથી મકાનો શણગારવામાં ગૌરવ સમજે છે.

ખરી વાત તો એ છે કે-વિલાયતી સામગ્રીને બરાબર રીતે પિછાનતાં શીખવું, એ વિલાયતમાંજ સર્વથા ઠીક થઇ પડે છે. ત્યાં શિલ્પકલાના જાણુનારા ઘણા છે. ત્યાંના શિલ્પી-કારીગરો નિત્ય અવનવી પ્રલોભક વસ્તુઓ બનાવતા જાય છે. ત્યાં તેઓની વિચિત્ર શિલ્પ-પદ્ધતિઓનો ઇતિહાસ અથેતિ તૈયાર હોય છે. ત્યાંના ગુણજ્ઞ લોકો, ઐતિહાસિક પદ્ધતિ સાથે દેશ, કાલ અને પાત્રની મેળવણી કરી જાણે છે; અને આપણે ? આપણે તેમાંનું કાંઇયે જાણતા નથી. મૂર્ખ દુકાનદારની મદદથી અર્થાત્ તેનીજ માફક માથાં પગ વિનાનો, કચરા જેવો વિલાયતી સામાન ખરીદીને આપણાં ઘરોમાં તેનો ઢગલો કરીએ છીએ; અને તેના બદલામાં આંખો મીંચીને રૂપીઆની કોથળીઓ ખાલી કરતાજ જઇએ છીએ. એ સામાન કેવો છે કે શેનો છે, તે સંબંધમાં વિચાર કરવો, એ આપણી શકિતની બહારનું કામ થઇ પડે છે !

ભારતમાં જે નિકૃષ્ટ વિલાયતી માલની દુકાનો છે, તેમને જો લોર્ડ કર્ઝન મહાશયે જબરદસ્તીથી બંધ કરી હોત, તો બહુંજ ઠીક થાત. એમ થતાં લાચાર બનીને આપણે આ-પણા દેશની વસ્તુઓ દેખત અને તેની કિંમત કરત-

રૂપીઆના જોરે ચીજો ખરીદવાનો રીવાજ ઉડી જઇ, રૂચિ-
તી ચર્ચા થાત. આપણે કોઇ સંમાન્ય પુરુષને ઘેર જઇને
ત્યાં દુકાનનો પરિચય મેળવત નહીં; પણ મકાનના માલિકના
શિલ્પજ્ઞાનનો અનુભવ મેળવત. એજ આપણને યથાર્થ
શિક્ષણ મળ્યું ગણાત અને એજ યથાર્થ લાભ થાત, આ-
પણે અંદર, બહાર, સ્થાપત્ય અને ભાસ્કર્ય ( નકશી ) માં
આપણા મકાનોની ભીંતોમાં અને બઝારોમાં "સ્વદેશ"
જ નિહાળત.

દુર્ભાગ્યવશાત્ સર્વ દેશોમાં નીચા દરજ્જાના લોકો
અશિક્ષિત રહે છે. સાધારણ અંગ્રેજોને શિલ્પ સંબંધી
અભિજ્ઞતા નથી, આ કારણથી એમનામાં સ્વદેશીય ભાવના
અંધ સંસ્કાર એટલા બધા પ્રબળ છે કે ઉત્કૃષ્ટતા અને
નિકૃષ્ટતાની વિવેચના તેઓ નથી કરી શકતા; ને આપણી
પાસે પોતાનાજ અનુકરણની આશા રાખે છે. આપણાં
દીવાનખાનાંઓમાં અંગ્રેજી દુકાનોનો સામાન દેખીનેજ તેઓ
ખુશ થાય છે. એ વખતે તેઓ એમ માને છે કે આપણે
તેમની આજ્ઞાને અનુકૂલ બનેલા ' સંસ્કૃત પદાર્થ ' બનીએ
છીએ. તેમની અશિક્ષિત રૂચિઅનુસાર આપણા દેશનું
પ્રાચીન શિલ્પસૌંદર્ય પાછળ હઠી ગયું છે, તથા સસ્તી

અને નકામી નકલને સ્થાન આપતું જાય છે. આ દેશના શિલ્પશાસ્ત્રીઓ વિદેશી નાણાંની લાલચમાં પડીને અંધની પેઠે વિદેશી પદ્ધતિની અજબ નકલ કરી રહ્યા છે.

શિલ્પકળાની પેઠે જ બીજી બધી બાબતોમાં બનતું જાય છે. વિદેશી પ્રણાલિકાને જ આપણે એક માત્ર પ્રણાલિ સમજીએ છીએ. કેવળ બહારની બાબતોમાં નહીં પણ મનમાં પણ, એટલે સુધી કે હૃદયમાં પણ નકલનું વિષબીજ ઘુસી ગયું છે. દેશને માટે આથી બીજી વધુ વિપત્તિ હોઇ પણ શકે નહીં. આ મહાવિપત્તિમાંથી છૂટકારો મેળવવા માટે આપણે એકીટશે દેશી રાજ્યો પ્રતિ જોઇ રહ્યા છે.

અમે એમ નથી કહેતા કે વિદેશી વસ્તુઓ અમે લઇશુંજ નહીં. અવસ્યમેવ લેવી તો પડશેજ. પરન્તુ અમે વિદેશી વસ્તુઓ દેશી પદ્ધતિથી લઇશું. પારકાનું અસ્ત્ર ખરીદતાં અમે અમારા હાથ જ કાપી નાંખીશું નહીં. એકલવ્યની પેઠે ધનુર્વિદ્યાની ગુરૂ દક્ષિણામાં અમારા જમણા હાથનો અંગુઠો કાપી આપીશું નહીં.

આપણે એ યાદ રાખવું જોઇએ કે—પોતાની પ્રકૃતિ અર્થાત્ સ્વભાવનું ઉલ્લંઘન કરવાથી દુર્બળ થઇ જવાય છે. એમાં સંદેહ નથી કે વ્યાઘ્રનું ભોજન બળ વધારનારૂં હોય

છે પણ જો હાથી તેવા ભોજનનો લોભ કરે તો માર્યો જાય. આપણે લોભમાં પડીને પ્રકૃતિ વિરૂદ્ધ ચાલવું ન જોઇએ પરન્તુ આપણાં ધર્મ કર્મમાં, ઢંગ રંગમાં અર્થાત્ [1]ભાવભેષ ભોજનમાં નિત્ય એમજ કરીએ છીએ. આથી આપણા જીવનમરણની સમશ્યા દિનપ્રતિદિન જટિલ-ગુંચવણુવાળી બનતી જાય છે. આપણી પ્રકૃતિથી વિરૂદ્ધ ચાલીને કૃતકાર્ય થતા નથી-ઉલ્ટા ભારથી દબાઇ જઇએ છીએ. ખરૂં તો એજ છે કે-જટિલતા આપણા દેશનો સ્વાભાવિક ધર્મ નથી, સમાનની વિરલતા અર્થાત્ જીવનયાત્રાની સરલતા, એજ આપણા દેશની પોતાની સંપત્તિ છે. એમાં આપણું બળ છે; આપણો પ્રાણ છે; આપણી પ્રતિભા છે. જો આપણાં દીવાનખાનાંમાંથી આપણે વિલાયતી કારખાનાંઓની ભારે જંજાળ, ઝાડુ વતી દૂર નહીં કરી નાંખીએ તો બન્ને બાજુએથી મરીશું અર્થાત્ વિલાયતી કારખાનાં પણ અહીં ચાલશે નહીં અને દીવાનખાનાં પણ આપણને બેસવા માટે યોગ્ય રહેશે નહીં.

આપણા દુર્ભાગ્યે આ વિલાયતી કારખાનાંઓના ધુમાડા

---

[1] પહેરવેશ.

અને ધુળથી ભરેલી ગંદી હવા દેશી રાજ્યોમાં પહોંચી ગઇ છે. તેણે સહજ અને સરલને વિના કારણે જટિલ બનાવી દીધાં છે. એ કારણે આપણાં ઘર પણ આપણાં માટે વિદેશ બની ગયાં છે. આપણા દેશના જે મહાશયો યૂરોપિયનોને હાથે "માણુસ" બન્યા છે એટલે કે સંસ્કૃત બન્યા છે, તેઓ એવું કદિ પણ વિચારી શકતા નથી કે-વિલાયતી વસ્તુઓ લેવી જો આવશ્યક હોય તો આપણી પદ્ધતિ પ્રમાણે તે લઇએ નહીં તો તેનાથી સારૂં થવાને બદલે બૂરૂં જ થશે. આપણી પદ્ધતિ મુજબ લેવાનો કે આપણું કરવાનો એ જ એક ઉપાય છે કે-તેને આપણી પ્રકૃતિને અનુકૂળ બનાવી લેવું-તેને જ્યાંને ત્યાં રાખવું નહીં. આપણું ભોજન જો પેટમાં જેવું ને તેવુંજ રહી જાય તો તેથી પુષ્ટિ થવાની કે બળ વધવાનું તો દૂર રહે પણ ઉલટું અજીર્ણ થઇ જાય છે. ભોજન જ્યારે પોતાનું મૂળ રૂપ તજીને લોહીરૂપ બનીને, આપણા શરીરમાં ભળી જાય છે અને જે નહીં મળી જનારી વસ્તુ છે તે મળરૂપે બહાર નીકળી જાય છે, ત્યારે તેનાથી આપણા પ્રાણની રક્ષા થઇ શકે છે. આવી જ રીતે વિલાયતી સામગ્રી જ્યારે આપણા હૃદય સાથે મળી જાય, ત્યારે એનાથી આપણે લાભ

મેળવી શકીએ છીએ. જ્યાં સુધી તેમાં તીવ્ર વિદેશીપણું રહેશે, ત્યાં સુધી આપણને તેનાથી લાભ થશે નહીં—તે આપણને હાનિ જ કરશે.

પરન્તુ વિલાયતી સરસ્વતીના ઉપાસકો અથવા તેની ગોદમાં સમાયલાં બાળકો આ વાત કોઇ રીતે સમજી શકતાં નથી. પુષ્ટિ તરફ તેમની દૃષ્ટિ નથી. તેઓ તો માલ ભરવામાંજ પરમાર્થ સમજી બેઠા છે. એજ કારણથી આપણાં દેશી રાજ્યો પણ વિદેશી ચાલચલણ અને શોખની અસંગત અને અનાવશ્યક ભારે જંજાલની જાળમાં અકારણે જ પોતાની શક્તિ ગુંચવ્યા કરે છે. વિદેશી ભાવ અનાયાસે જ જો આપણે સહજમાં ગ્રહણ કરી શકત; આપણે તેને જો ભારરૂપ દેખત નહીં; દેશી રાજ્યો જો એક પ્રકારની માત્ર ઑફિસ બની જવાની ચેષ્ટામાં હમેશાં પ્રયત્ન કરત નહીં; અને જેનો આપણા સજીવ અંતઃકરણ સાથે સંબંધ હતો તેને આજ કાલના નળથી જોડવાના—આપણી છેક સમિપ પહોંચાડવાના યત્નો થયા હોત નહીં, તો તો ચિન્તા કરવાનું કાંઇ કારણ નહોતું.

આપણાં દેશી રાજ્યો કારકુનોથી ચાલનારાં, કંપનીઓનાં કારખાનાં નથી. ભૂલ અને વિકારથી રહિત કેવળ યાંત્રિક

એવાં 'એન્જીન' નથી—પ્રજા સાથે તેમનાં જે સંબંધસૂત્ર છે તે લોખંડની સાંકળો નથી—હૃદયની નસો છે. જ્યારે પણ એ નસો સૂકાવા લાગે છે ત્યારે રાજલક્ષ્મી રસ સિંચન કરે છે, કઠિનને કોમલ બનાવે છે, તુચ્છને સૌન્દર્યથી મઢી લે છે, લેણાદેણીની બાબતને કલ્યાણની કાન્તિથી ઉજ્જવલ બનાવી દે છે અને ભૂલચૂકને ક્ષમાનાં અશ્રૂજલથી ધોઇ નાંખે છે—સ્વચ્છ બનાવી દે છે.

પ્રભુ પ્રતિ આપણું પ્રાર્થન એજ છે કે—આપણું અભાગ્ય, આપણા દેશીરાજ્યોને વિદેશી ઑફિસના સંચામાં નાંખીને, તેને એક યન્ત્ર ન બનાવી દે તો ઠીક. એ જ રાજ્યોમાં આપણે સ્વદેશલક્ષ્મીના સ્તન્યસીક્ત હૃદયનો સજીવ અને કોમલ સ્પર્શ મેળવી શકીએ છીએ; આપણે ઇચ્છીએ છીએ કે—એજ રાજ્યોમાં દેશની ભાષા, દેશનું સાહિત્ય, દેશની શિલ્પકલા, દેશની રૂચિ અને કાન્તિ, માતાની ગોદમાં આશ્રય મેળવે અને દેશની શક્તિ મેઘ—મુક્ત પૂર્ણચન્દ્રની પેઠે પોતાને અત્યંત સહજ અને અત્યંત સુન્દર ભાવથી પ્રકાશિત કરે ! अस्तु.

## ( ૬ )

## બ્રાહ્મણ.



સૌને ખબર છે કે–ઇ. સ. ૧૯૦૧ માં કોઇ મહારાષ્ટ્રીય બ્રાહ્મણને તેના માલિકે ખાસડું માર્યું હતું. તેને લગતો મુકદ્દમો હાઇકોર્ટ સુધી પહોંચ્યો અને અન્તે જડજ સાહેબે મામલાને નજીવી વાત કહીને શમાવી દીધો.

વાત એવી લજ્જાની છે કે આ માસિક પત્ર (**બંગ-દર્શન**)માં તેની ચર્ચા હું કદી પણ ન કરત. માર ખાઇને માર મારવો ઉચિત છે કે શેવું ઉચિત છે અથવા નાલિશ કરવાનું ઉચિત છે–એ બાબતોની આલોચના સમાચાર પત્રોમાં થઇ ચૂકી છે. હું એ બાબતોની ચર્ચા કરવા પણ નથી ચાહતો; પરન્તુ આ ઘટના ઉપરથી મારા મનમાં જે તરેહતરેહના વિચાર ઉદ્દ્ભવે છે, તેમને પ્રકટ કરવાનો હું આ યોગ્ય સમય ધારૂં છું.

વિચારકે આ ઘટનાને એક સાધારણ ઘટના જણાવી.

હું જોઉં છું કે—આ ઘટનાને સમાજે પણ સાધારણ જ સમજી લીધી. આથી વિચારકે કાંઇ કહ્યું તે સત્યજ કહ્યું. ગમે તે હો; પરન્તુ આ ઘટનાને તુચ્છ માનવામાં આવ્યાથી એ જણાઇ આવ્યું છે કે—આપણા સમાજમાં વિકાર ઘણા સતેજપણાથી વધ્યો જાય છે. અંગ્રેજ લોકો જેને prestige અર્થાત્ પોતાનું રાજ—સન્માન કહે છે તેને તેઓ બહુજ કીંમતી સમજે છે; કેમકે તેમનું આ prestige બહુધા એક સૈન્ય જેટલું કામમાં આવે છે. તેમની એ નીતિ છે કે—જેના ઉપર પોતાને હુકમ ચલાવવાનો છે, તેના ઉપર " પ્રેસ્ટિજ " રાખવું જોઇએ. જ્યારે બોયરો સાથે લડાઇ ચાલતી હતી અને તેના આરમ્ભમાંથી જ અંગ્રેજી સામ્રાજ્ય મુઠ્ઠીભર મજુરોને હાથે વારંવાર અપમાનિત બની રહ્યું હતું, ત્યારે અંગ્રેજ લોકો ભારતવર્ષમાં જેટલો સંકોચ પામતા હતા તેટલો બીજે કયાંયે પામતા નહતા. તે સમયે સૌ હિંદુસ્તાનીઓ એમ સમજતા હતા કે—હવે અંગ્રેજોના બૂટ જોશ આ દેશમાં પહેલાંની પેઠે જોરથી વાગશે નહી.

આપણા દેશમાં એક સમયે બ્રાહ્મણોનું પણ એવુંજ એક પ્રકારનું prestige હતું; કેમકે સમાજ—સંચલનનો ભાર બ્રાહ્મણોની ઉપર હતો. જ્યાં સુધી સમાજમાં તેમનું

'પ્રેસ્ટિજ' હતું, ત્યાં સુધી કોઇએ એ બાબત ઉપર ધ્યાન પણ આપ્યું નહોતું કે—બ્રાહ્મણ લોકો યોગ્ય રીતે સમાજની રક્ષા કરે છે કે નહીં અને સમાજની રક્ષા કરનારાઓમાં જે જે નિઃસ્વાર્થી શ્રેષ્ઠ ગુણો હોવા જોઇએ, તે તેઓમાં છે કે નહીં. અંગ્રેજોને જેમ પોતાનું 'પ્રેસ્ટિજ' બહુ મૂલ્ય લાગે છે તેમજ બ્રાહ્મણોને તે સમયે લાગતું હતું.

આપણા દેશમાં સમાજનું સંગઠન જે રીતે થયલું છે, તે જોતાં સમાજને તેની જરૂરત પણ છે. અને તેની જરૂરતને લીધે સમાજે બ્રાહ્મણોને એટલું બધું સન્માન આપ્યું હતું. આપણા દેશનું સમાજતંત્ર એક વિરાટ્ વ્યાપારરૂપ છે. તેણે આખા દેશને નિયમબદ્ધ કરીને ટકાવી રાખ્યો છે. તે વિશાલ લોક—સંપ્રદાયને અપરાધ અને અધઃપતનથી બચાવતું રહ્યું છે. જો એમ ન હોત તો અંગ્રેજો પોતાના પોલિસ ખાતા દ્વારા કે સૈન્ય દ્વારા આવી આશ્ચર્યજનક શાન્તિ અહીં કદિ સ્થાપિત કરી શકત નહીં. નવાબો અને બાદશાહોની અમલદારીમાં પણ, અનેક પ્રકારની રાજકીય અશાન્તિ રહેવા છતાં પણ સામાજિક શાન્તિ જેવી ને તેવી ચાલુ રહેલી હતી. તે સમયે પણ આપણો લોકવ્યવહાર શિથિલ થયો નહતો. લેવડદેવડ અને વ્યવહારમાં સ્વચ્છ

તેમજ સત્ય વિચારજ રહેતા. જુઠાં વચન આપવાં, એ નિન્દિત ગણાતું હતું. દેવાદાર, મહાજનને 'અંગૂઠો બતાવતા નહતા' અને સામાન્ય ધર્મના સર્વ નિયમો ઉપર સર્વ લોકો-ને સહજ સરલ વિશ્વાસ હતો.

પૂર્વના સ્વભાવને અનુકૂળ આ સમાજની વ્યવસ્થા જો નિન્દનીય ન ગણાય તો તેના આદર્શને સદાયે વિશુદ્ધ બનાવી રાખવાનો—તેનો ક્રમ વ્યવસ્થિત રાખવાનો ભાર કોઇ એક ખાસ સમ્પ્રદાયને અવશ્ય સોંપવો પડે છે. આ સંપ્રદાયના લોકો પાસેથી એ આશા રાખવામાં આવે છે કે—તે પોતાના નિર્વાહની રીતિને યથાસમ્ભવ સરલ અને વિશુદ્ધ બનાવીને—જરૂરતોને કમી કરીને—પઠન—પાઠન અને યજન—યાજનનેજ પોતાના જીવનનું વ્રત સમજીને—દેશના ઉચ્ચતમ આદર્શને સર્વ જાતની દુકાનદારીના દૂષિત સ્પર્શ-થી બચાવીને પોતાને એ સન્માન, જે તેમને સમાજ તરફ-થી પ્રાપ્ત થયું છે, તેના યથાર્થ અધિકારી બનાવશે.

પોતાના દોષથીજ લોકોને પોતાના મૂળ અધિકાર ગુમાવવા પડે છે. યુરોપિયનોના સંબંધમાં પણ તેવીજ બાબત જોવામાં આવે છે. દેશીઓ ઉપર અન્યાય કરીને

જ્યારે કોઇ યૂરોપિયન સન્માનના મુદ્દા ઉપર શિક્ષા–દંડમાંથી છૂટકારો મેળવવા ચાહે છે, ત્યારે તે વાસ્તવમાં પોતાને સાચા સન્માનના અધિકારથી વંચિત બનાવે છે. ન્યાય નિષ્ઠાનું સન્માન સર્વ સન્માન કરતાં વિશેષ મોટું છે. તેની આગળ આપણું મન પોતાની મેળેજ શિર ઝુકાવી દે છે અને ભયની પ્રતિભા જબરદસ્તીથી ગર્દન પકડીને શિર ઝુકાવી દે છે. આ પ્રકારે જબરદસ્તીથી સલામ કરાવવાની કુરીતિ વિરૂદ્ધ આપણું મન અંદર ને અંદર વિદ્રોહી બન્યા વિના રહી શકતાં નથી.

બ્રાહ્મણોએ પણ જ્યારે પોતાનાં કર્તવ્યને તજી દીધાં છે ત્યારે તેઓ કેવળ શારીરિક જોરથી, પરલોકનો ભય દેખાડીને, સમાજના સર્વોચ્ચ આસન ઉપર પોતાને રાખી શકે નહીં.

કોઇ સન્માન વિનામૂલ્યનું મળી શકે નહીં. મરજી મુજબ કામ કરીને સન્માન કાયમ રાખી શકાય નહીં. જે રાજા સિંહાસન ઉપર બેસે છે તે દુકાન ખોલીને વ્યાપાર કરી શકે નહીં. જે સન્માન પામવાના અધિકારી છે, તેમને બધી પાસથી પોતાની ઇચ્છાઓ દબાવીને કામ કરવું પડે

છે. આપણા દેશમાં ઘરની અંદર અને લોકોમાં, કોઇ ગૃહ-
પતિ અને તેની સ્રીને સાંસારિક સુખ—ભોગથી વિશેષ વંચિત
રહેવું પડે છે. ઘરની સ્રીને સૌથી છેલ્લે ભોજન કરવાનું
હોય છે. જો માલિક અથવા મુખ્ય આસામી બનવામાં
કાંઇ પણ સ્વાર્થત્યાગ રહેલો ન હોય તો માત્ર લુખ્ખા
રોફરૂવાબથી હકુમત નથી ચલાવી શકાતી—સન્માનનથી
રહી શકતું. સન્માન પણ લેવાય અને તેનું કાંઇ મૂલ્ય પણ
નહીં અપાય, એ જબરદસ્તી બહુ દિવસો સુધી કદિ ચાલી
શકે નહીં.

આપણા સમાજના આધુનિક બ્રાહ્મણોએ મૂલ્ય આપ્યા
વિના સન્માન પ્રાપ્ત કરવાની રીતિ ગ્રહણ કરી છે. તેનું
ફલ એ આવ્યું છે કે—સમાજમાં તેમનાં સન્માને દિનપ્રતિ-
દિન ઘટી જઈ, હવે માત્ર મ્હોંના જમા ખર્ચ રૂપ લીધું છે;
એટલુંજ નહીં પણ, બ્રાહ્મણ લોકો સમાજના જે ઉચ્ચ
કર્મ ઉપર નિયુક્ત છે, તેઓમાં શિથિલતા આવવાથી
સમાજનાં બંધન પણ તુટવા માંડયા છે.

જો પૂર્વના ભાવ પ્રમાણેજ આપણા દેશમાં સમાજ-
ની રક્ષા કરવી હોય તો—જો યૂરોપિયન રીતિથી આ બહુ

દિનોના ભારે સમાજને મૂળમાંથીજ બદલી દેવાનો સંભવ કે ધારણા ન હોય તો—યથાર્થ બ્રાહ્મણ સમ્પ્રદાયની ઘણી જરૂર છે. જે ગરીબ હશે, પંડિત હશે, ધર્મમાં નિષ્ઠા રાખનારા હશે, તેઓ સર્વ પ્રકારે વર્ણાશ્રમ ધર્મના આદર્શ, આધાર અને ગુરૂ બનશે.

જે સમાજનો એક વિભાગ ધન અને માનની દરકાર નથી રાખતો, ભોગવિલાસ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, નિઃસ્વાર્થ ભાવથી જ્ઞાનોપાર્જન કરીને નિઃસ્વાર્થ ભાવવડે જ અન્યને જ્ઞાન-પ્રદાન કરે છે, આચારવિચારમાં શુદ્ધ અને ધર્મનિષ્ઠામાં દૃઢ રહે છે, તે સમાજની ગરીબી અને પરાધીનતા માટે કાંઇ શરમાવા જેવું નથી. સમાજ જે લોકોને સાચું સન્માન આપે છે, તેઓ વડે જ તે સન્માનિત બને છે.

સર્વ સમાજોમાં માન્ય વ્યક્તિજ, શ્રેષ્ઠ લોકોજ, પોત પોતાના સમાજનાં સ્વરૂપ છે. ઇંગ્લેંડને ત્યારે આપણે ધનવાન દેશ કહીએ છીએ, ત્યારે ત્યાંના અસંખ્ય ગરીબોની ગણત્રી કરતા નથી. યૂરોપને જ્યારે આપણે સ્વાધીન કહીએ છીએ, ત્યારે તે દેશનાં અસંખ્ય સાધારણ માણ-

સોની પરાધીનતા તરફ ધ્યાન આપતા નથી. ત્યાં ઉપર ઉપરથી કંઇક માણુસો શ્રીમંત છે, ઉચ્ચ શ્રેણીના પણુ કેંક માણુસોયે સ્વાધીન છે તેમજ બહારથી કોઈ માણુસો પશુ-પણા કરતાં સારા છે. બહારથી દેખાતા એ કંઇક માણુસો જ્યાં સુધી નીચેના અનેક લોકોનાં સુખ સ્વાસ્થ્ય અને જ્ઞાન, ધર્મ પાળવામાં પોતાની ઇચ્છાનો પ્રયોગ અને પોતાનાં સુખ ભોગને સંયત બનાવી રાખે છે, ત્યાંસુધી એ સંસ્કૃત સમાજને કશોયે ભય નથી.

યૂરોપિયન સમાજ આવી રીતે ચાલે છે કે નહીં, તેની આલોચના વ્યર્થ હોય એમ લાગે છે પરંતુ તે બિલકુલ વ્યર્થ નથી.

જ્યાં ચઢા ઉપરીને લીધે પાસેના માણુસને પાછળ હઠાવીને આગળ જતા રહેવાની અત્યંત પ્રબલ ઇચ્છામાં પ્રત્યેકને હરઘડી ભીડાવું પડે છે, ત્યાં કર્ત્તવ્યના આદર્શને વિશુદ્ધ રાખવો, એ કાર્ય કઠિન થઇ પડે છે અને ત્યાં કોઇ એક સીમા સુધી પહોંચીને આશાને સંભાળવી અથવા રોકવી, એ પણુ મનુષ્યને માટે દુઃસાધ્ય કાર્ય બની જાય છે.

યૂરોપના મોટાં મોટાં સામ્રાજ્ય એકબીજાની આગળ

વધી જવા માટે જીવજાનથી પ્રયત્નો કરી રહ્યાં છે. એવી અવસ્થામાં એ વાત કોઇને મ્હોંયેથી મ્હાર પડતી નથી કે-“અમે પછડાઇને ભલે પ્રથમ શ્રેણીમાંથી દ્વિતીય શ્રેણીમાં આવીશું પરન્તુ અન્યાય તો કરીશું નહીંજ;” એવી વાત કોઇના દિલમાં આવતી નથી કે-“ અમે જળ અને સ્થળની સેના કમી કરીને રાજકીય શકિતમાં પાડોશી આગળ નાના બનવાનું ખુશીથી સ્વીકારી લઇશું પરન્તુ સમાજમાં આન્તરિક સુખ-સંતોષ અને ધર્મ-જ્ઞાનના અધિકારનો પ્રચાર તો અવશ્ય કરીશું.” ચઢાઉપરી કિંવા ખેંચતાણુના આકર્ષણમાં જે જુસ્સો ઉત્પન્ન થાય છે, તેમાં લોકોને વિચાર કરવાનો અવકાશ પણ રહેતો નથી-સૌ કોઇ આગળજ હાંકયા જાય છે. યૂરોપ, આ અંધાધુધી ગતિથી ચાલવાની રીતિને ઉન્નતિ કહે છે. આપણે લોકો પણ તેને ઉન્નતિ કહેવાનું શીખ્યા છીએ.

પરન્તુ જે ગતિ એક પગ પછી બીજો પગ મૂકીને વિરમ્યા પછી નિયમિત રીતે નથી થતી તેને ઉન્નતિ કહેવામાં આવતી નથી. જે છન્દમાં વિશ્રામ નથી તેને છન્દ કહી શકાતો નથી. સમાજનાં ચરણુ પાસે ભલે સાગરની લહરિયો ઉછાળા માર્યા કરે, ફીણના ગોટે ગોટા ભલે થયા

કરે, તોપણ સમાજના સર્વોચ્ચ શિખર ઉપર શાન્તિ અને સ્થિતિનો સનાતન આદર્શ વિરાજમાન રહેવો જોઇએ.

આ આદર્શને કિયા લોકો અટલ અને સુરક્ષિત રાખી શકે છે? તેનો ઉત્તર એ છે કે—જે લોકો પેઢીએ દર પેઢીએ સ્વાર્થની પરવા રાખતા નથી, પૈસા પાસે ન હોવા છતાં પણ જેમની પ્રતિષ્ઠા છે, મંગલનાં, પુન્યનાં કામોમાં જે લોકો બઝારૂ સોદા સમજતા નથી, વિશુદ્ધ જ્ઞાન અને ઉન્નત ધર્મમાં જેમનાં ચિત્ત રમી રહે છે અને અન્ય સર્વ તજી દઇને સમાજના સર્વોચ્ચ આદર્શની રક્ષા કરવાના મહાન્ ભાવને જેમણે પવિત્ર અને પૂજનીય બનાવ્યા છે, તેજ આ આદર્શને અટલ અને સુરક્ષિત રાખી શકે છે.

યૂરોપમાં પણ વિશ્રામરહિત કર્મની ચળવળમાં વચમાં વચમાં એક બે એવા વિચારશીલ બુદ્ધિમાન નજરે પડે છે કે જેઓ ઘુમવાના ઉન્મત્ત નીશામાં સ્થિતિના આદર્શ, લક્ષ્યના આદર્શ અને ઉન્નતિ અથવા પરિણતિના આદર્શ રજૂ કરે છે પરન્તુ બે ઘડી ઉભા રહીને તેમનું સાંભળે કોણ? સમ્મિલિત સુબૃહત્ સ્વાર્થના પ્રચંડ વેગને આ પ્રકારના બે એક માણસો આંગળી ઉઠાવીને કેવી રીતે રોકી

શકે ? વ્યાપારી વહાણુના શઢમાં ઓગણુપચાસીઓ પવન ભરાઇ ગયો છે. યૂરોપનાં મેદાનમાં ઉન્મત્ત દર્શકોની વચ્ચમાં હારકટારમાં બાંધી દીધેલા જંગી ઘોડાઓની દોડાદોડ થઇ રહી છે. આ સમયે ઘડીભર કોણ ઉભા રહેશે ?

આપણા મનમાં પણ એ કલ્પના ઉઠે છે કે—આ ઉન્મત્ત ભાવમાં આ પ્રકારે જીવજાનથી પોતાની શક્તિને એકદમ ઉન્મુકત કરી દેવામાં આધ્યાત્મિક ભાવનો જન્મ થઇ શકે છે. આ વેગનું આકર્ષણ અત્યન્ત અધિક છે. તે આપણુને લોભાવે છે. આપણુને એ સન્દેહ જ નથી કે—આ વેગ પ્રલયની તરફ પણ જઇ શકે છે.

એ વેગ કિંવા જુસ્સો કેવા પ્રકારનો છે ? ગેરૂ કપડાં પહેરેલા ફકીરોનું એક જૂથ, જે પોતાને સાધુ અથવા સાધક તરીકે કહેવરાવે છે અને જે ગાંજાના નીશામાં આધ્યાત્મિક આનન્દ લાભની સાધના સમજે છે, તેઓના જેવો એ જુસ્સો છે. એ સત્ય છે કે—નીશાથી એકાગ્રતા અથવા ઉત્તેજના પણ થાય છે પરંતુ તેનાથી આધ્યાત્મિક આનન્દ લાભ કેવો ? ઉલ્ટું તેનાથી આધ્યાત્મિક સ્વાધીન સબલતાની માત્ર ઘટતી જાય છે અને સહુ કાંઇ છોડી શકાય છે પરન્તુ

એ નીશાની ઉત્તેજના છોડી શકાતી નથી. ધીરે ધીરે મનનું સ્વાભાવિક બળ જેટલું ઘટી જાય છે, તેટલીજ નીશાની માત્રા વધારવી પડે છે. કૂદી નાચીને અથવા જોરથી વાજાં વગાડીને પોતાને બદહવાસ અને મૂર્છિત સમાન બનાવીને જે ધર્મોન્માદનું સુખ ભોગવવામાં આવે છે, તે પણ બનાવટી છે. તેની ટેવ વધી જવાથી, તે અફીણના નીશાની પેઠે, અમ પડ્યો હોય તે સમયે કેવલ એક પ્રકારની તાડના કર્યા કરે છે. એ વાત સર્વથા સત્ય છે કે—આત્મગત એકનિષ્ઠ સાધના વિના કોઇ યથાર્થ સ્થાયી અથવા કીંમતી વસ્તુ નથી મળતી અને કોઈ સ્થાયી અથવા કીંમતી ચીજની રક્ષા જ નથી કરી શકાતી.

પરન્તુ ઉત્તેજના વિના કામ, અને કામ વિના સમાજ ચાલી શકે નહીં. આ કારણે ભારતવર્ષે પોતાના સમાજમાં ગતિ અને સ્થિતિનું સામંજસ્ય રાખવું યોગ્ય લેખ્યું હતું. ક્ષત્રિય, વૈસ્ય આદિ જે લોકો પોતાને હાથે સમાજનાં કામ કરે છે તેમનાં કર્મની સીમા નિશ્ચિત અને નિયત હતી; આથી ક્ષત્રિય લોકો ક્ષાત્ર—ધર્મના આદર્શની રક્ષા કરવા સાથે પોતાનાં કર્ત્તવ્યની ગણત્રી ધર્મમાં કરી શકતા હતા. સ્વાર્થ અને પ્રવૃત્તિની ઉપર ધર્મરૂપ કર્ત્તવ્યને સ્થાપિત કર-

ત્યાથી કર્મમાં પણ વિશ્રામ અને આધ્યાત્મિકતા મેળવવાનો અવકાશ મળે છે.

યૂરોપિઅન સમાજે જે માર્ગ ગ્રહણ કર્યો છે તે માર્ગે જવાથી કેટલાક લોકો ગતિને લીધે ઉદ્‌ભૂત થએલા મુખ્ય લક્ષણની પણ પેલી પાર ધસડાઇ જાય છે. ત્યાં ભપકો અને રૂવાબથી કાર્ય કરનારા મનુષ્યો રાજકીય પ્રશ્નો હાથમાં લે છે અને કવચિત્ તેથી પણ વિશેષ મહત્વનાં કાર્યો કરવા તત્પર થાય છે. સાધારણ લોકો પૈસો પેદા કરવા મંડી જાય છે. વર્તમાન સમયમાં સામ્રાજ્ય લોભની જાળ માં સૌ કોઇ સપડાઇ ગયાં છે અને આખું જગત વ્હેંચી લેવાની ધમાલ ચાલી રહી છે. વિશુદ્ધ જ્ઞાન ચર્ચામાં ભાગ લેવાની લોકસમૂહની રૂચિજ ન થાય એવો એક સમય આવે તોપણ તેથી કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. પ્રસંગ આવ્યે એક પણ સૈનિક ન મળે એવો સમય પણ આવે ! કારણકે પ્રવૃત્તિનો પ્રબળ વેગ કોણ રોકી શકે તેમ છે ? જર્મની એક વખત પંડિત હતું. તે જર્મની જો વાણીઓ બનીને વ્યાપાર કરવામાંજ લીન થઈ જાય તો પછી તેના પાંડિત્યનો ઉદ્ધાર કોણ કરી શકશે ?

અમુક પ્રકારના ખાસ વલણપર કરવા–કારવવાનો ભાર નહિ નાખી દેતાં સુશ્રૃંખલાયુક્ત કર્ત્તવ્યવ્યવસ્થાપર જે તે ભાર મૂકી દેવો એજ ભારતવર્ષના સમાજનો નિયમ છે. જો સમાજ સજીવ રહે, અને તેના પર કોઇ પણ જાતના પ્રહારો ન થાય તો આવા નિયમથી સમાજમાં સતત સામંજસ્ય રહે છે; અને આ પ્રમાણે એક પ્રકારની લાક્ષણિક પદ્ધતિ જ બંધાઈ જાય છે. આમ થવાથી પ્રત્યેક સમાજ પોતપોતાના આદર્શનું રક્ષણ કરતાં શીખે છે અને પોતપોતાનું કાર્ય કરીને તેનું ગૌરવ સમજતાં શીખે છે.

પરન્તુ કોઇપણ કાર્યથી અમુક પ્રકારનું વલણ તો બંધાય છેજ. આ વલણને લીધે મનુષ્ય કેટલીકવાર પરિણામ પણ વિસરી જાય છે. અર્થાત્ અમુક કાર્યનું પરિણામ શું આવશે તત્સંબંધી વિચાર કરવાનું તે ભૂલી જાય છે. એ વખતે કાર્ય તરફજ તેનું વિશેષ લક્ષ્ય હોય છે. કર્મના વેગની ધારામાંજ પોતાની જાતને છોડી દેવાથી તેના આત્માને સુખ થાય છે. આ પ્રમાણે કર્મથી ઉદ્દભૂત થયેલું ક્રમકાજ મનુષ્યને જોતાંની સાથેજ તેના શિરપર સવાર થઇ જાય છે.

જ્યારે અમુક કાર્ય પૂરૂં કરવા માટે મનુષ્યનું મન તત્પર જ થઇ જાય છે ત્યારે ઉપાયના વિચારો લોપ થતા જાય છે. આવા સમયે કામ કરનારને સાંસારિક જરૂરીઆતોની સાથે ઝગડા કરતાં કરતાં આગળ વધવું પડે છે.

ટૂંકમાં કહીએ તો જે સમાજ કર્મ—પ્રિય છે તે સમાજમાં કર્મ—વેગની સંભાળ રાખવાની વ્યવસ્થા થવી જોઇએ; અને તે વ્યવસ્થા એવી સાવધાનતાપૂર્ણ થવી જોઇએ કે કર્મની અન્ધ ગતિ મનુષ્યત્વપર અમલ ન ચલાવી શકે. કામ કરનારાઓને સારા માર્ગે દોરવા સારૂ, કર્મની ધાંધલમાં વિશુદ્ધ 'સૂર' નું સંરક્ષણ કરવા માટે, એક એવા જનસમૂહની જરૂર છે કે જે પોતાને કર્મ અને સ્વાર્થથી દૂર રાખી શકે. આવા જનસમૂહને આપણે બ્રાહ્મણના નામથી ઓળખીએ છીએ.

આ બ્રાહ્મણો સ્વતંત્ર છે. આ બ્રાહ્મણો નિષ્ઠાપૂર્વક સમાજમાં સ્વાધીનતા—સ્વતંત્રતાના આદર્શનું રક્ષણ કરે છે. તેમ કરવામાં અનેક કષ્ટો સહન કરીને પણ તેઓ સ્વકર્ત્તવ્યનું પાલન કરે છે. સમાજ તેમને તેમનું કર્ત્તવ્ય બજાવવા માટે અવસર આપે છેજ તેમને સામર્થ્ય પણ આપે

છે અને તેમનું સન્માન કરે છે. જે સમાજની સેવા આવા બ્રાહ્મણો દ્વારા થાય છે, તે સમાજને ક્ષુદ્ર પરાધીનતાનો કશોજ ભય હોતો નથી. તે તેમને પીડી શકતી નથી. તે સમાજ પોતાના અંશરૂપ બ્રાહ્મણોમાં પોતાનાં મન અને આત્માની સ્વાધીનતા અનુભવી શકે છે. આપણા દેશના વર્તમાન બ્રાહ્મણો જે લાભશૂન્ય-તૃષ્ણારહિત બનવાની દૃઢ પ્રતિજ્ઞા ગ્રહણ કરે અને સમાજના સ્વાધીનતારૂપ શ્રેષ્ઠ ધનનું ઉન્નત ભાવથી સંરક્ષણ કરે તો સમાજ બ્રાહ્મણોનું કદાપિ અપમાન થવા દેજ નહિ અને કોઇ પણ વિચારક એમ નહિ કહી શકે કે ભદ્ર બ્રાહ્મણોને ડાબા પગની જૂતી બરાબર ગણી કાઢીને તેમનું અપમાન કરવું એ કંઇ સાધારણ વાત નથી. કોઇ વિદેશી વિચારક પણ સન્માનિત બ્રાહ્મણોના માનની કલ્પના સારી રીતે કરી શકે તેમ છે.

પરંતુ જે બ્રાહ્મણો, સાહેબની ઓફિસમાં નીચી મૂંડી ઘાલીને કારકુની કરે છે, જે બ્રાહ્મણો પોતાના સમયનો વિક્રય કરે છે, જે બ્રાહ્મણો પોતાના અધિકારને તિલાંજલિ આપે છે, જે બ્રાહ્મણો વિદ્યાલયમાં વિદ્યાનો વ્યાપાર કરે છે, વિચારાલયમાં વિચારને વેચે છે-દ્રવ્ય-પ્રાપ્તિ અર્થે

પોતાના બ્રહ્મતેજને લાત મારવા તૈયાર થઈ જાય છે, તે બ્રાહ્મણો સ્વ–આદર્શનું રક્ષણ કેવી રીતે કરી શકશે ? સમાજનું રક્ષણ તેમનાથી શી રીતે થશે ? આપણે તેમની પાસે શ્રદ્ધાપૂર્વક ધર્મની દીક્ષા લેવા માટે કેવી રીતે લલચાઇશું ? તેઓ તો સામાન્ય મનુષ્યોની પેઠે ધક્કાધક્કામાં પડવાથી તેમનાં સર્વાંગ પરસેવાથી તરબોળ થઇ ગયાં છે. આવા બ્રાહ્મણો ભક્તિ કરી–કરાવીને પણ સમાજને ઉચ્ચ સ્થિતિએ લઇ જતા નથી પરંતુ તેઓ તેને નીચે–અધોગતિના ખાડામાં ધકેલી દે છે.

આપણે એમ માનીએ છીએ કે કોઇપણ સંપ્રદાયનો મનુષ્ય વિશુદ્ધ હૃદયથી સ્વધર્મનું પાલન કરતો નથી. કેટલાયે મનુષ્યો સ્વધર્મથી ચ્યુત થઇ ગયા છે. પૂરાણોમાંથી પણ એવાં એવાં ઉદાહરણો મળી આવે છે કે બ્રાહ્મણો હોવા છતાં પણ કેટલીક વ્યક્તિઓએ ક્ષત્રિય અને વૈશ્યને છાજે એવાં આચરણો આચર્યાં છે. તોપણ જો સંપ્રદાયનો આદર્શ સજીવ રહે, ધર્મપાલનની ચેષ્ટા નિષ્ઠાના રૂપમાં ફેરવાઇ જાય, અથવા ધારો કે કોઇ આગળ વધે અથવા કોઈ પાછળ રહી જાય, પરંતુ સૌ એકજ માર્ગનું અનુસરણ કરે, આદર્શનો સાક્ષાત્કાર પ્રત્યેક મનુષ્યમાં દૃષ્ટિ

ગોચર થાય, તો તે ચેષ્ટાદ્વારા—તે સાધનદ્વારા અર્થાત્ તે સાફલ્યથી અમુક સંપ્રદાયનું સાર્થક્ય થાય છે.

આપણા આધુનિક બ્રાહ્મણોમાં તો એવો આદર્શ સુદ્ધાં છે જ નહિ. એનું કારણ એ છે કે બ્રાહ્મણ—પુત્રો અંગ્રેજી શિક્ષણ પ્રાપ્ત કરે છે અને અંગ્રેજી ઠાઠમાઠથી રહેવાનું પસંદ કરે છે. વળી આથી તેમના પિતાઓ તેમના પ્રત્યે નાખુશી પણ દર્શાવતા નથી. એમ૦ એ૦ પાસ થએલો મિશ્રિરજી અથવા વિજ્ઞાનનું શિક્ષણ મેળવેલો વિદ્વાન શુક્લજી, વિદ્યાર્થીઓને પોતાને ઘેર બોલાવીને પોતાની સામેના આસનપર બેસાડીને શામાટે તે વિદ્યાનું શિક્ષણ આપી શકતો નથી ? પોતાની વિદ્યાને લીધે બ્રાહ્મણોને અને ઇતર સમાજને વિદ્યાઋણી બનાવવાનું ગૌરવ તેમને શાથી અપ્રિય લાગે છે ?

પ્રાચીન કાળમાં બ્રાહ્મણો એકલાજ 'દ્વિજ' કહેવાતા નહોતા. ક્ષત્રિય અને વૈશ્ય જાતિ પણ દ્વિજ સંપ્રદાયમાં ગણાતી હતી. તે સમયમાં વિદ્યાપ્રાપ્તિ અર્થે ક્ષત્રિય અને વૈશ્ય જાતિને યજ્ઞોપવિત આપવામાં આવતું. તેઓ બ્રહ્મચર્ય વ્રતનું યથાર્થ પાલન કરતા. તે સમયે બ્રાહ્મણોનો આદર્શ

અતિ ઉજ્જવલ હતો. જ્યારે સમગ્ર જનસમાજ અવનત થવા લાગે છે ત્યારે કોઇપણ સંપ્રદાય ઉન્નત થઇ શકતોજ નથી. અવનતિનું આકર્ષણ આખરે સૌને અવનતિ તરફ જ ખેંચી જાય છે.

ભારતવર્ષમાં જ્યારે એકલા બ્રાહ્મણોજ દ્વિજ ગણાતા થયા, અર્થાત્ જ્યારે પોતાના આદર્શનું સ્મરણ કરાવવા માટે–બ્રાહ્મણત્વનો દાવો કરવા માટે કોઇપણ રહ્યું નહિ, ( અર્થાત્ ' તમારે બ્રાહ્મણત્વ બનાવવું પડશે ' એવું કહેનાર કોઇ રહ્યું, નહિ ) ત્યારે તેમના દ્વિજત્વનો વિશુદ્ધ આદર્શ વિદ્યુત્ વેગે ભ્રષ્ટ થવા લાગ્યો. એ સમયે બ્રાહ્મણો જ્ઞાન, વિશ્વાસ અને રુચિને અધીન થઇને નિકૃષ્ટ અધિકારીઓના ટોળામાં દાખલ થવા લાગ્યા. જ્યાં સર્વત્ર ઘાસની ઝુંપડીઓજ નજરે પડે ત્યાં પોતાનો કંઇક પ્રતાપ બતાવવાની ઇચ્છાવાળાને એકાદ ન્હાનું ઘર બંધાવવાથી પણ સંતોષ થાય છે. એવા સમયે અનર્ગળ લક્ષ્મીનો વ્યય કરી એકાદ મ્હોટો રાજમહાલય બંધાવવાની વૃત્તિ કોઇને ન જ થાય, એ સ્વાભાવિક છે.

પૂર્વ કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે

જાતિઓ દ્વિજ ગણાતી હતી. અર્થાત્ સમગ્ર આર્યસમાજને દ્વિજ ગણવામાં આવતો. ભીલ, કોળી ઇત્યાદિ હલકા લોકોનેજ માત્ર ક્ષુદ્ર ગણવામાં આવતા હતા. શિક્ષણ, ધર્મ અને રીતિ—નીતિ ઇત્યાદિ સર્વ બાબતમાં આર્યસમાજની સાથે તેમનો મેળ મળતો નહોતો; પરંતુ આથી કંઇ હાનિ નહોતી. કારણ કે સમગ્ર આર્યસમાજને દ્વિજ ગણવામાં આવતો. અર્થાત્ સમગ્ર સમાજનું શિક્ષણ એકજ પ્રકારનું હતું. ભેદ માત્ર કર્મનોજ હતો. આદર્શને શુદ્ધ બનાવવો, એ એકજ પ્રકારનો શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ હતો. આથી પરસ્પર અનુકૂળતા અને સહાય મળતાં. ક્ષત્રિય અને વૈશ્ય જાતિઓ, બ્રાહ્મણ જાતિનું બ્રાહ્મણત્વ રક્ષવામાં સહાયભૂત થતી, અને બ્રાહ્મણ જાતિ પણ ક્ષત્રિય જાતિનું ક્ષત્રિતત્વ અને વૈશ્ય જાતિનું વૈશ્યત્વ રક્ષવામાં સહાયભૂત થતી હતી. સમગ્ર સમાજના શિક્ષણનો આદર્શ એકજ અને સરખો ઉન્નત હોય, તોજ આ પ્રમાણે થઇ શકે.

વર્તમાન જનસમાજને જો માથાનો ખપ હોય, જો તેને પોતાનું માથું ઉંચું રાખવું હોય, અને સમાજનું તે શિર બ્રાહ્મણને માનવામાં આવે, તો બ્રાહ્મણ વર્ણના સ્કન્ધ અને ગર્દન નીચાં વળી જવા દેવાં જોઇએ નહિ.

એટલું તો અવશ્ય સમાજે યાદ રાખવું જ જોઇએ કે સમાજ–શરીર ઉન્નત થયા વિના બ્રાહ્મણ–માથું ઉંચું થવાનું નથી ! અને સમાજ–શરીરને ઉન્નત બનાવવું, એ કાર્ય પણ બ્રાહ્મણ–શિરનું જ છે.

વર્તમાન જનસમાજમાં વૈદ્ય, કાયસ્થ અને વણિક સંપ્રદાય* એ ત્રણ ભદ્ર જાતિઓ ગણાય છે. જો જનસમાજ આ ત્રણ જાતિઓને દ્વિજ તરીકે નહિ સ્વીકારે, તો બ્રાહ્મણ જાતિની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે–બગલાની પેઠે સમાજથી એક પગે સ્થિતિ રહી શકાશે નહિ.

---

* મૂળ લેખક અહિં બંગાળાની વાત કરે છે. ત્યાં સામાન્યતઃ બ્રાહ્મણ અને શૂદ્ર એ બે વર્ણનું અસ્તિત્વ માનવામાં આવે છે. અને અદ્યાપિ કેવળ બ્રાહ્મણોજ યજ્ઞોપવિત ધારણ કરતા. બંગાળામાં વૈદ્ય નામની એક જૂદી જાતિ છે–પ્રતિષ્ઠાની બાબતમાં પ્રથમ સ્થાન બ્રાહ્મણોને મળે છે. ત્યાર પછી વૈદ્ય અને કાયસ્થ અને અન્ય જાતિઓને છેલ્લું આસન અપાય છે. અન્ય દેશોની માફક બંગાળામાં પણ કાયસ્થ જાતિને શૂદ્ર માનવામાં આવે છે; અને અન્ય પ્રાન્તના કાયસ્થોની માફક ત્યાંના કાયસ્થો પણ પોતાને ક્ષત્રિય તરીકે ઓળખાવે છે. વણિક જાતિ ખાસ કરીને સોનીઓને ગણવામાં આવે છે તોપણ અન્યાન્ય વર્ણો વૈશ્યત્વનો દાવો કરે છે. (ભાષાન્તરકર્ત્તા.)

વૈદ્ય જાતિ તો જનોઇ પહેરે છે. કાયસ્થ જાતિ પણ કહે છે કે અમે ક્ષત્રિય છીએ. વણિક સંપ્રદાય પણ વૈશ્યત્વનો દાવો કરે છે. આ બાબતમાં શ્રદ્ધા શા માટે ના રાખવી જોઇએ, એ હું સમજી શકતો નથી. તેમની બુદ્ધિ અને યોગ્યતા અથવા આર્યત્વનાં તેમનાં લક્ષણો બ્રાહ્મણોના જેવાં જ છે. બ્રાહ્મણ, કાયસ્થ અને વણિક સંપ્રદાયને જનોઇની તપાસ કર્યા વિના કોઇપણ જાહેર સભામાંથી જૂદા પાડી શકાય તેમ નથી. અર્થાત્ અમુક કાયસ્થ છે; વણિક છે કે બ્રાહ્મણ છે, તે ઓળખી શકાય તેમ નથી. પરંતુ અસલી અનાર્ય જાતિમાંથી આ આર્ય જાતિને સહજમાં ઓળખી શકાય તેમ છે. વિશુદ્ધ આર્યરક્તમાં અનાર્યરક્તનું મિશ્રણ થઇ ગયું છે. એ વાતની સંપૂર્ણ ખાત્રી, આપણા લોકોનાં શરીરના રંગ, ચ્હેરો, ધર્મ, આચાર, અને આપણી માનસિક દુર્બલતા વગેરે આપે છે. આ મિશ્રણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ સર્વ વર્ણોમાં થવા પામ્યું છે.

ગમે તેમ હો, શાસ્ત્રોક્ત ક્રિયા—કર્મનું સંરક્ષણ કરવાના ઉદ્દેશથી કિંવા તેનું પ્રતિપાલન સારી રીતે થાય, એ હેતુથીજ સમાજે બ્રાહ્મણ—સંપ્રદાયની સ્થાપના તદ્દન અલગ

કરી હતી. બંગદેશીય હિન્દુ સમાજના ક્ષત્રિયો અને વૈશ્યોને પોતપોતાના સંપ્રદાયને આચારની કઠાઇમાં ઝીલી દેવાની આવશ્યકતા જ નહોતી. જેની ખુશી યુદ્ધ કરવાની હોય તે યુદ્ધ કરે, જેની ખુશી વ્યાપારવણજ કરવાની હોય તે વ્યાપાર ચલાવે,–એ પ્રમાણે ચાલતું; આથી સમાજને કોઇ પણ પ્રકારની લાભ હાનિ હતીજ નહિ. આ સિવાય યુદ્ધ–વાણિજ્ય, ખેતી–શિલ્પ આદિ ધંધામાં જોડાયલા મનુષ્યોને તેમના ખાસ વર્ણોનો પરિચય આપવા માટે કોઇ પણ પ્રકારના ચિહ્નો ધારણ કરવાની પણ જરૂર નહોતી. લોકો પોતપોતાની ઇચ્છાનુસાર વ્યવસાય કરવા લલચાય છે અને તદનુસાર તેઓ નિયમો ઘડી કાઢે છે; પરંતુ ધર્મની બાબતમાં આવો નિયમ જળવાઇ રહેતો નથી; કારણકે તે તો પ્રાચીન નિયમોથી બદ્ધ થએલો હોય છે. ધર્મની બાબતમાં આપણે આપણી ઇચ્છા પ્રમાણે પ્રબંધ કરી શકીએ નહિ, તેની રીતિનીતિમાં ઇચ્છાનુસાર ફેરફાર કરી શકાય નહિ.

આપણો સમગ્ર જનસમાજ પ્રધાનતઃ દ્વિજ છે. જો એમ ન હોય એટલે કે આપણો સમગ્ર સમાજ ક્ષુદ્ર સમાજ હોય તો થોડા બ્રાહ્મણોનો સંસર્ગ કરીને તે યૂરોપિઅન

આદર્શથી દબાઇ જશે અને ભારત વર્ષના આદર્શથી પણ તે ભ્રષ્ટ થઇ જશે.

પ્રત્યેક ઉન્નત જનસમાજ, તેના લોકો પાસે પ્રાણનો દાવો કરે છે. જે સમાજ પોતાને નિકૃષ્ટ માનીને પોતાના લોકોને જડતાનું સુખ ભોગવવા દે છે તે જનસમાજ અવનત દશાને પામે છે. ધારો કે તે અવનત દશાને ન પામે તો પણ તેના માટે તેમ થવું એજ વધુ શ્રેયસ્કર છે.

કર્મની ઉત્તેજના–પ્રવૃત્તિની ઉત્તેજના માટે યૂરોપ પ્રાણાર્પણ કરવા માટે સર્વદા તૈયાર છે. જો આપણે પણ ધર્મ માટે પ્રાણાર્પણ કરવા તૈયાર હોઇએ તો તે પ્રાણનું–જનસમાજનું અપમાન થવા છતાં સ્વાભિમાન પ્રકટ કરવું એ શોભાસ્પદ ગણાશે કે ?

યૂરોપનો એક સિપાહી યુદ્ધાનુરાગની ઉત્તેજના, દ્રવ્ય પ્રાપ્તિનો લોભ, અને ગૌરવ માટે પ્રાણાપણ કરવા માટે તૈયાર થઇ જાય છે. પરંતુ આપણા ક્ષત્રિયો તો ઉત્તેજના અને દ્રવ્ય પ્રાપ્તિના લોભનો વિચાર બાજુપર મૂકી દઇને યુદ્ધ માટે પ્રાણાર્પણ કરવા ઉદ્યુક્ત થાય છે. આનું કારણ એ છે કે યુદ્ધ એ સમાજનું એક આવશ્યક કર્મ છે. અમુક સંપ્રદાય ધર્મનો મર્મ સમજવા છતાં પણ આ કર્ત્તવ્યનો

સ્વીકાર કરે, તો કર્ત્તવ્યપાલનની સાથે ધર્મરક્ષાનો હેતુ પણ સરે છે. કદાચ અમુક આખા દેશનો જનસમાજ યુદ્ધપ્રયાણ માટે કમર કસે તો 'મિલિટરીઝમ' અર્થાત્ યુદ્ધાનુરાગની પ્રબળતાને લીધે તે દેશનું અનિષ્ટજ થાય છે.

સમાજ રક્ષાની દૃષ્ટિએ જોતાં વ્યાપાર વણજની અત્યંત આવસ્યકતા છે. આ સામાજિક આવશ્યકતા પૂર્ણ કરવાના કાર્યને અમુક જાતિ પોતાનું જાતીય કર્મ-પોતાનું ગૌરવ સમજે તો વાણિજ્યાનુરાગ અથવા વૈશ્યવૃત્તિનો વિસ્તાર થવા પામે અને તેને લીધે સમાજની અન્યાઅન્ય શક્તિઓનો નાશ થવા પામે નહિ. ઉપરાંત આમ થવાથી કર્મની સાથે ધર્મનું પણ રક્ષણ થયાં કરે છે.

આ સિવાય ધર્મ અને જ્ઞાનનું ઉપાર્જન, યુદ્ધ અને રાજરક્ષા, અને વાણિજ્ય અને શિલ્પચર્ચા-આ ત્રણ સમાજનાં આવસ્યક કર્તવ્ય છે. આમાંના એકનો પણ ત્યાગ કરી શકાય નહિ. આમાંના દરેકને ધર્મ, અને કુલનું ગૌરવ આપીને તેમને અમુક અમુક સંપ્રદાયને સ્વાધીન કરવામાં આવે તો તે સીમાબદ્ધ થાય છે અને તેને વિશેષ ઉન્નત કરવાનો અવસર પણ પ્રાપ્ત થાય છે.

ભારત પ્રજાને એવી ખાસ ચીવટ જ હતી કે કર્મની ઉત્તેજનાજ કર્ત્તા હર્ત્તા બનીને આત્માને અંકુશમાં ન લઇ લે! આ કારણથી ભારતવર્ષનો સામાજિક મનુષ્ય, યુદ્ધ અને વાણિજ્ય એ બન્નેમાં જોડાઇ શકે છે. પરંતુ તે વારંવાર કિંવા જીવનપર્યંત કેવળ સિપાહી અથવા તો વાણીઓ બની રહેતો નથી. કર્મને કુલવ્રત બનાવી દેવાથી, કર્મને સામાજિક ધર્મ બનાવી દેવાથી, કર્મસાધનપ્રાપ્ત થાય છે. કર્મ સાધન સીમાબદ્ધ થવાથી મનુષ્યના મનુષ્યત્વને ઘેરી લઇને સામંજસ્ય નષ્ટ કરીને આત્માપર અંકુશ પ્રાપ્ત કરવામા યશસ્વી નિવડતું નથી.

પ્રત્યેક દ્વિજને એક સમયે તો કર્મત્યાગ કરવો જ પડે છે. ભલે પછી તે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈસ્ય, ગમે તે હો! એ સમયે કર્મ એ તેના માટે ધર્મ તરીકે રહેતું નથી. તેઓ તેને અનાયાસે પણ ત્યજી શકે છે. આ પ્રમાણે આપણા દ્વિજસમાજે વિદ્યા અને અવિદ્યાનું સંરક્ષણ કર્યું હતું. એ લોકો કહેતા કે—"**अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते**" અર્થાત્, અવિદ્યારૂપી મૃત્યુથી પર થવાથી વિદ્યા—અમૃત પ્રાપ્ત થઇ શકે છે. આ સંસાર મૃત્યુ લોક છે, અને તે અવિદ્યારૂપ છે. તેનાથી પર થવા માટે તેમાં

પ્રવેશ કરીને જવું પડે છે. પરંતુ તેમ કરવા જતાં કેવળ ચર્મ દૃષ્ટિ ન થવી જોઇએ—કર્મને એકદમ પ્રાધાન્ય આપવાથી સંસારને ચર્મ દૃષ્ટિથી જ જોતાં શીખી જવાય છે—અમૃત પ્રાપ્ત કરવા તરફ પછીથી દુર્લક્ષ્ય થઇ જાય છે. તેની અધિક પ્રાપ્તિ માટેની પ્રબળ ઇચ્છા શાન્ત થઇ જાય છે. આથી જ આપણા દેશમાં કર્મને સીમાબદ્ધ કરવામાં આવ્યું છે, કર્મને ધર્મનું મિશ્રણ કરવામાં આવે છે; કર્મને પ્રવૃત્તિ, ઉત્તેજના વા ગતિના પ્રબલ વલણને સ્વાધીન કરવામાં આવતું નથી. આ કારણને લીધે જ ભારતવર્ષમાં ભિન્ન ભિન્ન કર્મોને ભિન્ન ભિન્ન લોકોની વચ્ચે વહેંચી નાખવામાં આવે છે.

ધર્મ અને કર્મનું સામઞ્જસ્ય સાચવવાને, અને કર્મનાં બંધનો ઢીલાં કરી નાખીને મનુષ્યને એક બાજૂથી સંસારવ્રતમાં નિમગ્ન બનાવીને, બીજી બાજૂથી તેને મુક્તિનો અધિકારી બનાવી દેવાનો આ સિવાય અન્ય કોઇપણ માર્ગ મને તો સૂઝતો નથી.

આ વિષયમાં બીજી આપત્તિ એ છે કે—આ પ્રમાણે સમાજને જકડી નાખીને તેનાં હૃદય બંધ કરી દેવાથી મનુ-

ષ્યની સ્વાધીન પ્રકૃતિ પીડિત થાય છે. મનુષ્યને અલ્પ ગણી કાઢીને સમાજને મહાન્ બનાવવાનું કાર્ય કંઇ માનાસ્પદ નથી. મનુષ્યના મનુષ્યત્વની રક્ષા માટે જ સમાજનું અસ્તિત્વ છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે ભારત પ્રજાનાં અંતઃકરણ બંધ રહેવાને લીધે ભારત સમાજ નિયમબદ્ધ અને સરળ થઇ શક્યો નથી. સેંકડો વિષયમાં વ્હેંચાયલી અન્ધ–ચેષ્ટા અર્થે આપણી શક્તિઓનો વ્યય ન કરતાં તે શક્તિઓને અનન્તતા તરફ દોરવા માટે જાણી બુઝીને ઇચ્છા પૂર્વક બાહ્ય વિષયોમાં સંકીર્ણતા સ્વીકારવાનું આપણને તેણે જ શીખવાડયું છે. તેની માન્યતા એવી હતી કે તેમ થવાથી નદિના તટ–બન્ધનની પેઠે સમાજનો વેગ વધશે. તે કેદી રૂપ નહિ બની જાય. આથી જ ભારતવર્ષનાં સર્વ અનુષ્ઠાનોમાં અને કાર્યોમાં સુખ–શાન્તિ–અને સંતોષની વચ્ચે મુક્તિનું આવાહન થાય છે. ભારતવર્ષે સમાજપર પોતાની આવી છાપ એટલા માટે પાડી હતી કે જેથી સમાજ પોતાના આત્માને પરમાનંદમય બ્રહ્મમાં વિકસિત બનાવી શકે. જો આપણે એ લક્ષ્યસ્થાન ચૂકીને જડતાને લીધે એ પરિણામની ઉપેક્ષા કરીએ, તો એ બન્ધન કેવળ નામનું જ

બન્ધન બની રહે. તો તો પછી અત્યંત ક્ષુદ્ર શાન્તિ અને સંતોષ પણ અર્થહીન જ ગણાવા લાગે. પણ ના, ભારતવર્ષનું લક્ષ્યસ્થાન ક્ષુદ્ર કિંવા સાધારણ નથી. ભારતવર્ષ તે બાબતની પ્રતીતિ નીચેના શબ્દોથી આપે છે કે: "**भूमैव सुखं नाल्पे सुखमस्ति;**" અર્થાત્ મહાન હોય ત્યાં જ સુખ છે, થોડું યા ક્ષુદ્ર હોય ત્યાં સુખ જ નથી. ભારતની બ્રહ્મવાદિની કહે છે કે-"**येनाहं नामृता स्यां किमहं तेन कुर्य्याम्;**" અર્થાત્ જેના વડે અમર ન થઇ શકાય તે લઇને શું કરૂં? અમે કેવળ પરિવારના સુપ્રબન્ધ વા સામાજિક સુવ્યવસ્થાથી અમર થઇ શકતા નથી. અમારો આત્મા તેથી વિકાસિત થાય તેમ પણ નથી. વારૂ, ત્યારે જે સમાજ અમને સંપૂર્ણ રીતે કૃતકૃત્ય કરી શકે નહિ—અમારા જન્મનું સાર્થક્ય કરી શકે નહીં તે સમાજ કોણ છે? સમાજના રક્ષણાર્થે વંચિત થવું પડે, એ વાત કેમ સ્વીકારી શકાય? યૂરોપ પણ કહે છે કે જે સમાજ 'Individual' ને અર્થાત્ વ્યક્તિત્વને દબાવી દે છે, તે સમાજની સામે વિદ્રોહ ન કરવો, એ એક પ્રકારની નિર્બળતા છે. ભારતવર્ષ પણ નીડરપણે અને નિર્ભયપણે કહે છે કે-"**आत्मार्थे पृथिवीं त्यजेत्**"

અર્થાત્ પોતાની ઉન્નતિ માટે અખિલ વિશ્વનો ત્યાગ કરવો પડે તો તેનો ત્યાગ કરવો ઉચિત છે. ભારતવર્ષનાં બંધનો જેવાં દૃઢ છે, તેવો જ તેનો ત્યાગ પણ સંપૂર્ણ છે. ભારતવર્ષે સાંસારિક પરિપૂર્ણતાથી પોતાને જકડી રાખ્યો નહોતો-કેદ કરી રાખ્યો નહોતો. તેણે તેની સામે વિરૂદ્ધતા પણ દર્શાવી છે. જ્યારે ઇપ્સિત પ્રાપ્ત થાય, ભંડાર ભરપૂર થઇ જાય, પુત્રના પુત્રના વિવાહ થાય, આવી આવી એક ગૃહસ્થને લાયક સંપૂર્ણ વ્યવસ્થા થાય ત્યારે જ આપણે ત્યાં વિશ્રાન્તિ—આરામ લેવાનો અવસર આવે છે—આ સમયે જ આપણે ત્યાં સંસારત્યાગ કરવાની વ્યવસ્થા પૂર્ણ થઇ ગણાય છે. આપણા સમાજમાં એવો રિવાજ છે કે પરિશ્રમ કરવાનો હોય ત્યાં અહંવૃત્તિ રખાય છે. પરિશ્રમનો ત્યાગ કર્યા પછી જડ જેવા બની જવાનું હોય છે. ત્યાર પછી આત્માની અનન્ત ગતિમાં કોઇ પણ બાધા ગણવાની જરૂર રહેતી નથી. જો કે સાંસારિક દૃષ્ટિએ તે જડતા ગણાય છે; પરંતુ વસ્તુતઃ તે જડતા ગણાય નહિ. આ અનન્ત-ગતિ નિશ્ચેષ્ટ ગતિ જેવી માત્ર બાહ્ય દૃષ્ટિથી જ જણાય છે. આત્માની આ ગતિને—આ વેગને નષ્ટ નહીં કરી નાખતાં તેનું સંરક્ષણ કરવું એ જ આપણા સમાજની પૂર્વકાળની પ્રથા હતી. પ્રવૃત્તિને દબાવીને

સર્વદા નિઃસ્વાર્થ મંગલ સાધન કરવાની આ વ્યવસ્થા બહુ લાભ આપનારી છે. એને આપણે ગૌરવ માનીએ છીએ. વાસના અને પ્રવૃત્તિનો ત્યાગ કરવાથી આત્મા ઉન્નત થાય છે. આથી જ આપણે વાસનાને દબાવીએ છીએ—સંતોષનો—અનુભવ કરવા માટે નહીં. યૂરોપ મરવા માટે તૈયાર થાય છે પરંતુ વાસના ત્યજી દેવા તે તૈયાર થતો નથી. અમે પણ મરવાને તૈયાર છીએ, પરંતુ આત્માની એ પરમગતિ—પરમ સંપત્તિથી વંચિત થઇને અમે અવનત થવા ઇચ્છતા નથી. પરંતુ કમનસિબે આવા દુર્ગતિના સમયમાં અમે એ ગતિ વીસરી ગયા છીએ. અમારો અત્યારનો સમાજ પણ એનો એજ છે પરંતુ તેના હૃદયમાંથી બ્રહ્માભિમુખી—મોક્ષાભિમુખી વેગવતી પ્રવાહધારા '**येनाहं नामृतास्यां किमहं तेन कुर्याम्**' એ સૂત્રની સાથે વહેતી નથી. અત્યારે તો માત્ર " માળા હતી એક, જેનાં ફૂલ ગયાં ખરી, હવે તો હાથ રહી દોરી," એવી જ સ્થિતિ છે.

વાત એમ છે કે અમારો વર્તમાન જનસમાજ અમને બળ આપતો નથી—અમને ગૌરવ આપતો નથી—આધ્યા-

ત્મિકતા પાસે અમને અગ્રેસર કરતો નથી. અમને તેણે ચો-મેરથી જકડીને બાંધી લીધા છે.

પરંતુ જ્યારે અમે સચેત થઇને અમારા એ મહાન ઉદ્દેશનું રહસ્ય સમજતા શીખીશું, તે ઉદ્દેશનું સાર્થક્ય કરવા માટે કટિબદ્ધ થઇશું ત્યારે અમે ઉન્નત થઇશું–મુક્ત થઇશું–અમર થઇશું, એમાં લેશ માત્ર પણ શંકા નથી. તે સમયે અખિલ વિશ્વમાં અમારી પ્રશંસા થશે, પ્રાચીન ભારતરૂપી તપોવનમાં તપસ્વી ઋષિ–મુનિઓએ કરેલાં અનુષ્ઠાનો સફલ નિવડશે. એટલું જ નહિ, પરંતુ અમારા પૂર્વજો–પિતામહ ગણ અમારાથી સંપૂર્ણ સંતુષ્ટ થઇને અમારા શિરપર આશી-ર્વાદનો વર્ષાવ કરશે.



( ૭ )

## ધર્મ બોધનાં દૃષ્ટાંત.

એક યૂરોપિયન અધ્યાપકે આ દેશમાં જ્યુરીદ્વારા તપાસ ચલાવવાના સંબંધમાં આલોચના કરતાં કહ્યું હતું કે—જે દેશમાં અર્ધ—સભ્ય લોકો પ્રાણના મહાત્મ્યને (Sanctity of Life) નથી સમજતા, તેમના હાથમાં જ્યુરી દ્વારા વિચાર ચલાવવાનો અધિકાર આપવો, એ ઠીક નથી.

ઠીક. એ વાત માની પણ લઇએ કે—યૂરોપિયનો આપણા લોકો કરતાં પ્રાણ મહાત્મ્ય વધારે સમજે છે. ત્યારે તો કોઇ યૂરોપિયન કોઇના પ્રાણ લે છે, તો તેનો એ અપરાધ આપણા અપરાધ કરતાં વધારે ભારે છે કેમકે આપણે પ્રાણ—મહાત્મ્ય સમજતા નથી; તેઓ સમજે છે. પરંતુ એમ જણાય છે કે—કોઇ દેશની હત્યા કરનાર કોઇ યૂરોપિયન ખૂનીને યૂરોપિયન જડજ અગર યૂરોપિયન જ્યુરીના વિચારથી ફાંસી દેવાયલી સાંભળી નથી.

આ પ્રકારના વિચાર આપણને બન્ને બાજુએથી નુકશાન કર્ત્તા છે. જેમના પ્રાણ જવાના હોય છે, તેમના જાય છે એટલુંજ નહીં પણ માન પણ નષ્ટ થાય છે. આવા વિચારથી આપણી જાતિ પ્રતિ જે અનાદર પ્રકટ થાય છે, તે સૌના મનમાં ખટકે છે.

આપણે કેટલાક વખતથી જોઇએ છીએ કે—યૂરોપિયન સંસ્કૃતિમાં ધર્મનીતિનો આદર્શ અભ્યાસ પર જ અવલંબી રહેલો છે. તે સંસ્કૃતિના હૃદયમાં ધર્મ બોધની શક્તિનો ઉદય થયો નથી. તેનું કારણ એ છે કે—ધર્મબોધનો આદર્શ, અભ્યાસના ચક્રની બહાર નીકળીને માર્ગ પણ શોધવા જતો નથી. પ્રથમથી જ તે અવળે માર્ગે ચઢી જાય છે.

યૂરોપિયન સમાજમાં કોઇને પોતાના ઘરમાં મારામારી કે ખૂનામરકીની ઇચ્છા થતી નથી; કારણ એવો વ્યવહાર ત્યાંના જનસમૂહના સ્વાર્થનો વિરોધી છે. વિષ આપવાનો કે હથિયારથી ખૂન કરવાનો અભ્યાસ યૂરોપની પ્રજામાંથી કેંક સૈકાંઓથી જતો રહ્યો છે.

પરંતુ હત્યા તો હથિયાર વાપર્યા વિના પણ—ખૂન કર્યા વિના પણ થઇ શકે છે. ધર્મનો બોધ જો બનાવટી ન હોય

તો તેના વિના હથિયારની હત્યા પણ અસમ્ભવ થઇ જાય છે-તે નિન્દનીય ગણાય છે.

એક વિશેષ દૃષ્ટાંતથી હું મારૂં કથન સ્પષ્ટ કરીશ. હેન્રી સેવેજ લેંડર નામે એક સુપ્રસિદ્ધ પ્રવાસીને ટિબેટનું પવિત્ર તીર્થ સ્થળ લાસા જોવાની પ્રબળ ઉત્કંઠા થઇ. યૂરોપિયન યાત્રિકો અને પાદરીઓ પ્રત્યે ટિબેટના લોકો સંદેહની દૃષ્ટિથી જુએ છે, એ વાત સૌ કોઈ જાણે છે. ટિબેટના પહાડી પ્રદેશ અને વિકટ રસ્તાઓથી વિદેશીઓ અપરિચિત હોયછે અને સત્ય વાત તો એ છે કે—એજ તેમની આત્મરક્ષા કરનારૂં મુખ્ય અસ્ત્ર છે. જો તે લોકો એ અસ્ત્ર, ભૂગોળનું સંશોધન કરનારી "જ્યૉગ્રાફિકલ સોસાઇટી" ને હસ્તક સોંપી દઇને નિશ્ચિંતપણે બેસી રહેવાનું પસંદ કરે નહી, તો તેમાં તેમને દોષ દઇ શકાતો નથી. પરન્તુ યૂરોપના લોકોને એવી ટેવ છે કે—અન્ય લોકો જેનો નિષેધ કરે છે, તેનો નિષેધ તેઓ માનતા નથી. ભલે કાંઇ મતલબ હોય કિંવા ન હોય પરન્તુ સંકષ્ટ સહન કરવાની બહાદૂરી દેખાડવાથી યૂરોપમાં એટલી બધી વાહ્વાહ્ બોલાય છે કે—તે મેળવવા માટે ઘણાનાં મ્હોંમાં પાણી ભરાઇ આવે છે. યૂરોપના બહાદૂર લોકો, દેશવિદેશમાં વિપત્તિઓનો શોધ જ કરતા ફરે છે.

ગમે તે ઉપાયે પણ લાસામાં કોઇ યૂરોપિયન પદાર્પણ કરે તો તેની પ્રસિદ્ધિ અને પ્રશંસા બેહદ થવાની જ.

આથી બરફમય હિમાલય અને ટિબેટના લોકોના નિષેધની સામે થઇને લાસામાં જવું, તેઓ પસંદ કરે છે. લેંડર સાહેબે કમાઉ અલમોડાથી પોતાની યાત્રાનો આરંભ કર્યો. એક હિંદુ નોકર પણ તેમને સાથી તરીકે મળી ગયો. તેનું નામ હતું ચન્દનસિંહ. ટિબેટની સરહદ પાસેના બ્રિટિશ સાંમ્રાજ્યના તાબાના કમાઉ પ્રાન્તમાં શોકા નામની એક પહાડી જાતિ વસે છે. એ જાતિના લોકો, ટિબેટના લોકોના ભય અને ઉપદ્રવથી કંપ્યા કરે છે. આ બાબતમાં લેંડર સાહેબે બ્રિટિશ સરકાર પ્રત્યે આક્ષેપ કરીને ખેદ પ્રદર્શિત કરતાં વારંવાર જણાવ્યું છે કે—બ્રિટિશ સરકાર ટિબેટિયનોના ઉપદ્રવથી આ લોકોનું રક્ષણ કરી શકતી નથી. આ શોકા લોકોમાંથી જ સાહેબ બહાદુરને પોતાના કામ માટે કેટલાક મજુર જોઇતા હતા. મહા મુશ્કેલીથી સાહેબે ત્રીશ મજુરો મેળવી લીધા. બાદ પ્રવાસમાં સાહેબને ચિન્તા થવા લાગી કે—આ ત્રીશ મજુરો પોતાને છોડીને ક્યાંય ચાલ્યા તો નહીં જાય ! આ બાબતમાં સાહેબે બહુ કાળજી લીધી. મજુરોને નાસી જવાનું સબળ કારણ પણ હતું.

લેંડર સાહેબે પોતાની પ્રવાસપોથીમાં પચ્ચીશમા પરિચ્છેદમાં લખેલું છે કે—“ જ્યારે આ મજુરો પોતાની પીઠ પર ભારે બોજો ઉપાડીને કરૂણાજક શ્વાસ કષ્ટથી હાંફતા હાંફતા ઉંચે અને ઉંચે ચઢતા હતા, ત્યારે મારા અંતઃકરણમાં એવી ખટક થયા કરતી હતી કે—“તેઓમાંના કેટલા માણસો પાછા ફરી શકશે ?” લેંડર સાહેબને આપણે પ્રશ્ન કરી શકીશું કે—તેમને એવી દિલગીરી થતી હતી, તેમ છતાં એ અનિચ્છાવાળા દુર્ભાગી મજુરોને માર મારીને કાળના મ્હોંમાં લઈ જવાના કામને કેવું કહી શકાય ? તમને તો ગૌરવ મળશે અને તે સાથે લક્ષ્મી; પણ તમે તે ગૌરવ અને લક્ષ્મીની આશાથી તમારા જીવ સાથે રમત કરો તો તો ઠીક પણ આ બિચારા ગરિબોને શું મેળવવાનો લોભ હતો ?

વિજ્ઞાનની ઉન્નતિ માટે યૂરોપમાં પ્રાણીઓના શરીરની કાપકૂપ કરવાની બાબતમાં ( Vivisection ) અનેક તર્ક વિતર્ક કરવામાં આવે છે. તેની પણ આલોચના થાય છે કે—પરીક્ષા કરવાના સમયે જીવંત પ્રાણીઓનાં શરીર પર કષ્ટનાશક દવાનો પ્રયોગ કરવો ઉચિત છે કે કેમ ? પરન્તુ બહાદૂરી બતાવીને પ્રશંસા લુંટવાના હેતુથી અનિચ્છક મનુષ્યોપર ઘણા દિવસો સુધી જે અસહ્ય અત્યાચાર ગુજાર-

વામાં આવે છે, તેનાં વિવરણ, પ્રવાસ-પોથીઓમાંથી મળી આવે છે. સમાલોચકો તેની પ્રશંસા કરીને તાળીઓ પાડે છે; પુસ્તકોનાં સંસ્કરણ અને પુનઃ સંસ્કરણ થયાં જાય છે અને હઝારો વાંચક સ્ત્રી પુરુષો વિસ્મય પામતાં પામતાં આવાં વર્ણનોની ચર્ચા આનન્દપૂર્વક કરે છે. એ બધુ શું છે? ભયાનક અને બરફવાળા રસ્તાઓમાં એ ચાર સીધા અને સાદા શોકા મજુરોએ રાત્રિ દિવસ જે અસહ્ય સંકષ્ટ સહન કર્યાં તેનું પરિણામ શું આવ્યું? માની લ્યો કે-લેંડર સાહેબ લ્હાસામાં પહોંચી ગયા. પરંતુ તેમનાથી જગત્ ઉપર એવા કિયા ઉપકારનો સંભવ હતો કે જેને માટે ભય પામેલા, દુઃખી અને લેંડર સાહેબને છોડીને ચાલ્યા જવાની ઇચ્છાવાળા મજુરોને રાત દિવસ આટલું બધું કષ્ટ આપ્યું? માર મારીને મૃત્યુના મુખમાં લઇ જવાનું આ કૃત્ય શું ઉચિત ગણાશે કે? પણ ના; લેખકોને તે માટે સંકોચ નથી જણાતો; વાચકોને દયા નથી આવતી.

લેંડર સાહેબ જાણતા હતા કે-ટિબેટના લોકો અત્યાચાર અને હત્યા કરવામાં કેવા નિર્દય અને નિષ્ઠુર છે; શોકા લોકો તેમનો કેટલો ભય પામે છે અને તેમનું રક્ષણ કરવા માટે બ્રિટિશ સરકાર પણ કેવી અસમર્થ છે. તેઓ

એ પણ જાણતા હતા કે—ટિબેટીઅનોમાં જે ઉત્સાહ, જુસ્સો અને લાલચ હતાં, તેમાંનું કાંઇપણ શોકા લોકોમાં ન હતું એ બાબતમાં પણ લેંડર સાહેબે પોતાની પ્રવાસ—પોથીના ૧૬૫ મા પૃષ્ઠે પોતાના મજુરોના ભય અને દુઃખનું જે ભાષામાં, જે ભાવથી વર્ણન કરેલું છે, તેનો તરજુમો નીચે આપ્યો છેઃ—"તેઓમાંનો દરેક મજુર, પોતાના મ્હોંપર હાથ ઢાંકી, વ્યાકુળ બનીને રોતો હતો. તેઓનાં નેત્રોમાંથી અશ્રૂની ધારાઓ વહેતી હતી. તેઓ ડુસ્કે ડુસ્કાં ભરીને હીબકતા હતા; અને જે લૂંટારાઓ તથા એક ટિબેટીઅને મારૂં કામ કરવાનું કબૂલ્યું હતું અને તેમણે ભયને લીધે વેષ બદલ્યા હતા, તેઓ તેમના બોજાની પાછળ છૂપાઇને બેઠા હતા. જોકે અત્યાર સુધી અમે સંકષ્ટની અવસ્થામાં હતા, તોપણ મારા મજુરોની આવી વ્યાકુળતા જોઇને મને હસવું આવ્યા વિના રહ્યું નહીં" ત્યાર બાદ જયારે તે દુર્દૈવી મજુરોએ ન્હાસી જવાનો ઇરાદો કર્યો, ત્યારે લેંડર સાહેબે તેમને ધમકાવીને કહ્યું કે—"જે કોઇ ન્હાસી જવાનો પ્રયત્ન કરશે, તેને હું ગોળીથી ઠાર કરીશ."

કેવા ક્ષુલ્લક કારણને લીધે, લેંડર સાહેબને ગોળીનો ઉપયોગ કરવાની ઇચ્છા થઇ હતી, તેનો પરિચય હવે પછી

થશે. જ્યારે ટિબેટના હાકેમે લેંડરં સાહેબને પહેલીવાર પાછા જવા હુકમ કર્યો ત્યારે તેમણે ઢોંગ કર્યો હતો કે—પોતે પાછા ફરે છે. એક ડુંગરાળ ખીણમાં ઉતરીને તેમણે દુર્બિનથી જોયું તો ઉપર ડુંગરની ટેકરીને ઓથે છૂપાઇ બેઠેલા ૩૦ માણસો તેમના જોવામાં આવ્યા. આ બાબતમાં સાહેબ લખે છે કે—"મને બહુ ખરાબ લાગ્યું. જો તેઓ મારી પૂઠ પકડવા ઇચ્છતા હતા તો દૂરથી આમ પ્હેરો ભરવાનું અથવા છૂપાઇને મારી તપાસ રાખવાનું પ્રયોજન શું ? તેઓ ખુલ્લી રીતે મારી પૂઠ શા માટે પકડતા ન હોતા ? અતએવ૮૦૦ગજ સુધી દૂર ગોળી પહોંચે એવી મારી "રાઇફલ" (બન્દૂક) લઇને હું નીચે જમિનપર સુઇ ગયો અને જે મનુષ્યને હું સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો તેના માથા પર મેં મારૂં નિશાન તાકયું ! " સાહેબના આ અતએવથી તો હદ વળી છે. છૂપાઇને કામ કરવાનું સાહેબને બહુ ખરાબ લાલાગ્યું હતું, પણ તેમણે, તેમના સાથીએ અને એક પાદરીએ પોતાને હિન્દુ પ્રવાસીઓ તરીકે ઓળખાવ્યા અને જાહેરમાં ભારતવર્ષ તરફ પાછા જવાનો ઢોંગ કરીને છુપી રીતે લાસામાં જવાનો પ્રયત્ન કર્યો તેનું કાંઇ નહીં ! જો બીજાઓ છૂપાઇને કામ કરે એ માટે સાહેબને કંટાળો ઉપ-

જતો હતો, તો પોતે જમીન ઉપર સુઈ જઇને પોતાનું શરીર છૂપાવી દઇને, ૮૦૦ ગજ બંન્દૂક તાકીને " I only wish to teach these cowards, a lesson " અર્થાત્ હું આ કાયર પુરૂષોને એક પાઠ ભણાવવા ઇચ્છું છું, એમ કહીને, બંદૂક ફોડવામાં પુરૂષત્વનો જે પરિચય કરાવ્યો હતો, તે બરાબર હતું કે કેમ તે સંબંધી વિચાર કરનાર ત્યાં કોઇ નહોતું.

એશિયા અને આફ્રિકામાં પ્રવાસ કરનારા સાહેબ લોકો અનિચ્છાવાળા મજુરો પ્રત્યે જે અત્યાચાર કરે છે અને નવા નવા દેશ શોધવાની લતમાં પડીને તેઓ છળ, બળ અને કૌશલ્યથી તે લોકોને જે જે વિપત્તિ અને જીવલેણ સંકટોમાં નાંખે છે, એની વાતો હવે કોઇથી છૂપી રહી નથી. આમ છતાં પણ " Sanctity of Life–પ્રાણ મહાત્મ્ય " ની બાબતમાં એ બધી પાશ્ચાત્ય સુધરેલી જાતિઓની સમજ ઘણી તીવ્ર હોવા છતાં પણ તે માટે કયાંયેથી તેનો પ્રતિવાદ સાંભળવામાં આવ્યો નથી. તેનું કારણ એ છે કે–ધર્મબોધ પાશ્ચાત્ય સંસ્કૃતિનો હાર્દિક વિષય નથી. તે સ્વાર્થરક્ષાના સ્વાભાવિક નિયમાનુસાર બહારથી પ્રગટ થઇ ગયો છે. આથી યૂરોપિયન ચક્રની બહાર તે જૂદું સ્વરૂપ

ધારણુ કરે છે, અને તે એટલી બધી હદ સુધી કે—તે ચક્ર-
ની અંદર પણુ, જેમાં સ્વાર્થબળ પ્રબળ છે, ત્યાં દયા—ધર્મનું
રક્ષણુ કરવાના યત્નને નિર્બળતા ગણી કાઢીને યૂરોપ તેની
ઘૃણા કરે છે.

દક્ષિણુ અમેરિકામાં સીદી લોકો પ્રત્યે કેવા રીતનું
વર્ત્તન ચલાવવામાં આવે છે, તેનું વર્ણન ન્યૂયાર્કમાંથી પ્ર-
સિદ્ધ થતા "પોસ્ટ" નામક વર્તમાનપત્રમાંથી, ઈંગ્લાંડના
"ડેલી ન્યૂઝ" ના તા. ૨ જી જુલાઇ ૧૯૦૩ ના અંકમાં
ઉધ્ધૃત કરવામાં આવ્યું હતું. નજીવા અપરાધને બ્હાને સીદી
સ્ત્રી પુરૂષોને કોર્ટમાં ખડાં કરવામાં આવે છે. ત્યાં માજીસ્ટ્રેટ
તેમના જામીન માગે છે. અદાલતોમાં પ્રથમથીજ હાઝર રહે-
નારા ગોરા લોકો તેમની :જામિનગિરી આપી દે છે અને
પછી રૂપિયા આપ્યા બદલ તે સીદી સ્ત્રી પુરૂષોને પોતાનાં
ગુલામ બનાવે છે. એ પછી તો લોહ શૃંખલા અને અ-
ન્યાન્ય એવા અનેક ઉપાયોથી આજ્ઞા ન માનવા માટે અને
ન્હાસી ન જાય તે માટે તેઓની રખવાળી કરવામાં આવે
છે. એક નીગ્રો સ્ત્રીને તો ચાબુક મારતાં મારતાં મારી નાંખી
હતી. એક નીગ્રો સ્ત્રીને બે પતિ કરવાના ( Biogmy )
અપરાધ માટે ગિરફ્તાર કરવામાં આવી હતી. એક બારિ-

સ્ટરે તેના તરફથી તપાસ શરૂ કરી હતી અને તેને નિરપરાધી ઠરાવીને છોડી મૂકવામાં આવી હતી. એ પછી બારિસ્ટરે ફી મેળવવા માટે દાવો માંડયો હતો, અને તેના બદલામાં તે સ્ત્રીને મેક્રી કેંપમાં ૧૪ મહિના કામ કરવા માટે મોકલવામાં આવી હતી. ત્યાં મહિના સુધી મકાનને બાહારથી તાળું વાસીને તેની પાસે અંદર કામ કરાવવામાં આવ્યું અને જબરદસ્તીથી બીજા આદમી સાથે તેનો વિવાહ કરાવામાં આવ્યો; અને પહેલા પતિ સાથે તેની મુલાકાત થશે નહીં, એમ તેને કહેવામાં આવ્યું. તે નાસી ન જાય તે માટે તેની પાછળ એક કૂતરાનો પહેરો મૂકવામાં આવ્યો, તેના માલિક મેક્રીએ પોતાના હાથથી તેને ચાબુક માર્યો અને તેને સોગંદ દીધા કે–છૂટયા પછી તેણે સૌને કહેવાનું કે–મને દર મહિને પાંચ ડાલર પગાર મળતો હતો !

"ડેલી ન્યૂઝ" જણાવે છે કે–"રશિયામાં યાહુદિઓની હત્યા અને કૉંગોમાં બેલ્જીઅમના અત્યાચારને લીધે પાડોશીઓ ઉપર દોષારોપણ કરવાનું કઠિન થઈ પડયું છે. પોતાની હકૂમત તળેની વિદેશીય પ્રજા પ્રત્યે અત્યાચાર ભરેલી વર્ત્તણુક ચલાવવાના આરોપમાંથી કોઇપણ મહારાજ્ય તદ્દન મુક્ત રહેવા પામ્યું નથી."

આપણા દેશમાં ધર્મનો આદર્શ, હૃદયની વસ્તુ છે. તે માત્ર બ્હારથી દેખાડવાનો કૃત્રિમ નથી. જોકે આપણે પ્રાણુ-મહાત્મ્યનો સ્વીકાર કરીએ છીએ, તોપણ પશુપક્ષી, કીટ પતંગ આદિ કોઇ પર તેનું અમુક ચોક્કસ ધોરણ બાંધતા નથી. એક સમય એવો હતો કે-જ્યારે ભારતવર્ષ માંસાહારી હતો. આજે એવો સમય છે કે-તેજ ભારતવર્ષ માંસાહારનો નિષેધ કરે છે. માંસાહારી જાતિઓએ માંસાહારના સ્વાદથી પોતાને વંચિત કરીને એકદમ તેનો ભક્ષ કરવાનું તજી દીધું છે. **અખિલ વિશ્વમાં સ્વાર્થત્યાગનું આવું ઉદાહરણ ક્યાંયે નહીં મળી શકે.** ભારતવર્ષમાં અત્યંત ગરીબ મનુષ્ય પણ પોતાની કમાણીમાંથી પોતાના દૂરના સંબંધીઓને પણ આપવામાં બિલકુલ આંચકો ખાતો નથી. સ્વાર્થ પણ એક ઉચિત સીમા છે-ઉચિત અધિકાર છે, એ વાત, અનેક પ્રકારનાં કષ્ટ સહન કરીને પણ આપણે યથાસંભવ દબાવી રાખી છે. આપણા દેશમાં કહેવામાં આવે છે કે-યુદ્ધના સમયમાં પણ ધર્મનું પાલન કરવું જોઇએ. ન્હાસીને શરણે આવેલા શસ્ત્રહીન શત્રુઓ પ્રત્યે દયા રાખવાની આપણા દેશના ક્ષત્રિયોની પદ્ધતિને યૂરોપના લોકો હસી કાઢશે. આનું કારણ કેવલ એ છે કે-

આપણે ધર્મને હૃદયનો વિષય બનાવવા ઇચ્છીએ છીએ. સ્વાર્થના સ્વાભાવિક નિયમોને અનુસરીને આપણે ધર્મની રચના કરી નથી. ધાર્મિક નિયમોએજ સ્વાર્થને સંયત કરી રાખવાના યત્ન કર્યાં છે. આ કારણથી જોકે બાહ્ય દૃષ્ટિથી આપણે દુર્બલ જણાઇએ છીએ, આપણા બહારના શત્રુઓ આપણને પરાજિત કરી શકે છે, તોપણ સ્વાર્થ અને બાહ્યાડંબર ઉપર ધર્મના આદર્શને વિજયી બનાવવાની આપણે જે કીર્ત્તિ મેળવી છે, તે કદિ પણ નષ્ટ થવાની નથી–તેને પણ ઝળહળી નીકળવાનો એક દિન આવશે.



